વર્ષ ૧ લું ∴ નવયુગ ગ્રંથમાળા ∴ પુસ્તક ૧ લું

# સબરસ

( શ્રી. જે. સી. કુમારપ્પાના આમુખ સહિત )

: લેખક :

ઈન્દુપ્રસાદ ભટ્ટ

મણિલાલ ઠાકર

: પ્રકાશક :

નવયુગ પુસ્તક ભંડાર

૫૨૦૯, દેવસાનો પાડો

અ મ દા વા દ

૧ લી આવૃત્તિ : : સંવત ૧૯૮૭



: પ્રકાશક :

જયંતિલાલ રેવાશંકર દોશી

નવયુગ પુસ્તક ભંડાર

દેવસાનો પાડો—અમદાવાદ.

| વાર્ષિક ફાળે | છુટક |
| --- | --- |
| ૦—૭—૬ | ૦—૯—૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ જુદું |

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મ્હેતા: વસંત મુદ્રણાલય, ઘીકાંટારોડ—અમદાવાદ.

# આમુખ

( શ્રીયુત જે. સી. કુમારપ્પા )

જુલમી કરપદ્ધતિના કારણે જનસમાજે બંડ ઉઠાવી અનેક સામ્રાજ્યોને ઉથલાવી નાખ્યાનાં દૃષ્ટાંતોથી ઇતિહાસ ઉભરાઇ ગયો છે. કોઇ રીતે લોકકલ્યાણ લક્ષિત કર્યા વિના અથવા જનતા ઉપર કરપદ્ધતિથી પડતો બોજો ગણ્યા વિના જ્યારે કોઇ આપખુદ રાજા કે આપખુદ નોકરશાહી મહેસૂલનું ઉત્પન્ન એજ એક પોતાના રાજ્યનું ધ્યેય બનાવી બેસે છે ત્યારે એ રાજપદ્ધતિનો અંત દૃષ્ટિગોચર થાય છે. કેટલાક વખત સુધી લોક એ સહી લે, પરંતુ બાલ્ફર કહે છે તેમ "મનુષ્યની સહનશક્તિને હદ છે." એટલે વહેલો કે મોડો એ હદને તૂટવાવારો આવે છે. લાંબા સમય દરમિયાન થયેલ અનેકવિધ હેરાનગતિ અને દ્રવ્યશોષણમાંથી જ નિયમિત રીતે જનતાનો અસંતોષ પરિણમે છે. છતાં જ્યારે લોકની સહનશક્તિની હદ તૂટવાની અણીનો સમય આવે છે, ત્યારે તો એ અસંતોષની લાગણીઓ સૌથી વિશેષ વિશાળપણે જનતામાં વ્યાપી ગયેલાં દુઃખો ઉપર જ કેન્દ્રિત થાય છે–દાવાનળ પ્રગટાવવાને પ્રથમ એ જ પલીતો ચેતાવવામાં આવે છે.

દોઢ સૈકાથી વિશેષ થયાં બ્રિટિશો પવિત્રતાપૂર્વક વાલીપણાના અને મનુષ્યસેવાના ઉચ્ચ આદર્શોનો ડોળ

દાખવતા આવ્યા છે, અને સાથે લોકનું જીવનસત્વ શોષતા ચાલ્યા છે. આ સૌમાંથી અંતે તો કાંઇ શુભ પરિણામ આવશે, એ આશામાં લાંબા સમયથી સહન કરતી હિંદની પ્રજાએ ધીરજ ખમી. પરંતુ એનોય આરો આવ્યો છે. ચાલુ રાજ્યપદ્ધતિના ઓથારની અસર અસહ્ય નીવડ્યાથી આજે હિંદ પોતાની મુક્તિ માટે મથી રહ્યું છે. ત્રણ બાબતમાં હિંદનાં દુઃખ આજ તરી આવે છે. નીમકવેરો, દારૂનો ઇજારો, અને ગૃહઉદ્યોગોનો નાશ. ક્રાન્તિઓનાં સઘળાં કારણોનાં સામાન્ય લક્ષણો એ ત્રણેમાં છે. એમની સાથે પ્રજાજનોની સૌથી મોટી સંખ્યાને સંબંધ છે; એ જનતાને હલમલાવે છે અને લૂંટ તથા જુલમનાં અત્યંત ખુલ્લાં દૃષ્ટાંત છે. વિશેષમાં હિંદમાં સર્વે ન્યાત, જાત અને ધર્મને એકસરખાં એ લાગુ પડે છે. આ સર્વસામાન્યતાના જ કારણે સ્વાતંત્ર્યસંગ્રામની મુખ્ય ભૂમિકા તરીકે પૂ. ગાંધીજીએ આ ત્રણને પસંદ કર્યાં છે. એ ત્રણમાં મોખરે મીઠાવેરો છે.

મનુષ્યજીવનને ટકાવવા માટે સૌથી આવશ્યક ચીજોમાં એક સબરસ છે. હવા, પાણી, સૂર્યપ્રકાશ વગેરે મૂળભૂત જરૂરિયાતો વિધાતાએ હંમેશાં પુષ્કળ પ્રમાણમાં મફત પૂરી પાડી છે– મનુષ્યને એ લેવા પૂરતીજ તસ્દી પડે છે. આ જરૂરિયાતો ઉપર કોઈ જાતનો કર નાખવાથી આ કુદરતની બક્ષીસ વ્યાપારની વસ્તુના–વેચાઉ ચીજના–રૂપમાં ફરી જાય છે, અને તેથી ગરીબોની જરૂરિયાતોમાંથી પણ ધનશોષણ કરવાનો માર્ગ ઉઘાડી આપે છે. માટે આવો કર અનૈસર્ગિક અને નિર્દય છે. એનો સરકારી ઇજારો રાખવો એ જુલમ છે; અને તેમાંય પડતર કિંમત પર બેહદ પ્રમાણમાં કરનો દર હોય તો ખાસ કરીને એમ બને છે. ઘણા દાખલામાં પડતર કિંમતથી એ હજારગણો વેરો છે. કરની આ અનૈસર્ગિકતા ઉપરાંત એ ઇજારાનો વહીવટ જ એવી રીતે થયો

કે જેથી હિંદના એક ગૌણ ઉદ્યોગના ભોગે ઇંગ્લંડમાં બ્રિટિશોને રોજગાર મળ્યો. જે દેશને ત્રણ પાસ સમુદ્ર છે અને જ્યાં ઉંચકી લેવા જેટલી તસ્દી લેતાં ખાદ્ય મીઠું મળી શકે છે, તે દેશ–હિંદુસ્તાનમાં ગ્રેટબ્રીટનથી લાખો ટન મીઠું આવે છે. માછલીના ઉદ્યોગ પર નિર્વાહ કરતાં સમુદ્રકાંઠાનાં ગરીબ ગામોને મીઠાનો ગૌણ ઉદ્યોગ હતો તેની આવક તો ગઇ; પણ ઉલટું પરમેશ્વરે કૃપાવંત થઇ મફત પૂરું પાડેલું મીઠું લેવા તેમને પૈસા ભરવા પડે છે!

મીઠા પર વેરો નાખવાનું ધોરણ જ જુલમભરેલું છે. પોતાની ટુંકી આવકનો મોટો ભાગ સરકારમાં ભરવાની ગરીબને એ ફરજ પાડે છે, ત્યારે ધનવાન પ્રમાણમાં સટકી જાય છે. શરીરને જોઇતું 'સોડિયમ ક્લોરાઇડ' પોતાના આહારની વિધવિધ વાનીઓમાંથી ધનવાનને મળી રહે છે; પરંતુ નિત્ય લગભગ એક જ જાતનો ખોરાક લેતા ગરીબ વર્ગને સીધી રીતે મીઠામાંથી જ આ જરૂરિયાત (સોડિયમ ક્લોરાઇડ) મેળવવી પડે છે, એટલે વ્યક્તિ દીઠ મોટા પ્રમાણમાં મીઠું એઓ વાપરે છે. વળી ઢોરના ઉપયોગ માટે પણ એમને જ મીઠું ખરીદવું પડે છે. એથી વેરાનો મોટો ભાગ એમને જ માથે પડે છે અને પરિણામે કર ઊલટો વધતો જાય છે—જેમ ગરીબાઇ વધે છે તેમ આ કરનો ભાર વધે છે.

બીજા ઘણાખરા દેશોમાં જ્યાં જજિયાવેરો યા મીઠાવેરા જેવો કોઈ કર લેવાય છે, ત્યાં તેવે રસ્તે થતું ઉત્પન્ન લગભગ નજીવું હોય છે. પરંતુ આ દેશમાં તો હિંદ સરકારની મહેસુલના પાંચ ટકા જેટલું ઉત્પન્ન તો આ નિર્દય કરમાંથી આવે છે. ઇંગ્લંડે એક સૈકા પહેલાં નીમકવેરો નાબુદ કર્યો. જાપાને આર્થિક કારણોસર ઇ. સ. ૧૯૦૫ જેટલો મોડો એ કર નાખ્યો, પણ સામાજિક કારણોથી તે ઈ. સ. ૧૯૧૯ માં નાબુદ કર્યો. પરંતુ અહીં હિંદમાં તો મીઠાવેરાના દરમાં જરૂર મુજબ ફેરફાર કરી જોઇતું મહેસુલ

ઉપજાવવાને નોકરશાહી આ કરને કરપદ્ધતિના એક સ્થિતિસ્થાપક અંગ તરીકે ઉપયોગમાં લેવા માટે, તે વિરુદ્ધ દશકાના દશકા થયાં લોકની લાગલાગટ ફરિયાદ છતાં, આગ્રહ ધરાવે છે. આ નીતિ, આપણા દેશની નાણાંવ્યવસ્થા બાબત સરકાર સાવ બેદરકાર છે, એનો ચોકખો પુરાવો છે. સ્વરાજમાં આ વેરાને બિલકુલ સ્થાન હોઇ શકે નહિ. એટલે પૂ. ગાંધીજીએ એમની સૂક્ષ્મ દૃષ્ટિથી શાહીવાદનો આ ગઢ પ્રથમ હુમલો કરવા જોઇ કાઢયો.

તાજેતરમાં 'યંગ ઇંડિયા'માં ગાંધીજીએ આ કર વિષે જણાવેલા વિચારો અત્રે એકત્ર કરવા એ ઉપયોગી નીવડશે.

લોકના હક સંબંધે એ કહે છે:—

"સરકાર જ લોકોનું મીઠું ચોરે છે, અને એ ચોરીની ચીજને માટે લોકોની પાસે ભારે વેરો લે છે. લોકોને પોતાની શક્તિનું પૂરું ભાન થશે ત્યારે જે વસ્તુ તેમની પોતાની છે તેનો કબજો મેળવી લેવાનો તેમને સંપૂર્ણ હક્ક રહેશે." (૨૭ ફેબ્રુઆરી ૧૯૩૦)

"બ્રિટિશ અમલ પહેલાંના વખતમાં આખી પ્રજા મીઠાવેરા રૂપી શાપનો ભોગ કદી થઈ નહોતી. દરેક પુરુષ, સ્ત્રી, બાળક અને પશુ સમાઇ જાય એવું સંપૂર્ણ રૂપ આ શાપને આપવાનું કામ બ્રિટિશ સરકારને માટે સરજાયું હતું." (૨૭ ફેબ્રુઆરી ૧૯૩૦)

સર્વના સરખા લાભોનો ઉલ્લેખ કરતાં કહે છે:—

"મીઠાવેરો રદ કરવામાં તો સૌનું સરખું હિત રહેલું છે. બધાને મીઠાની જરૂર સરખી જ પડતી નથી? અને બધા મીઠું સરખા પ્રમાણમાં વાપરતા નથી? એ વેરો જ એક એવો છે જેમાં સૌને એક અસ્ત્રે મૂંડવામાં આવે છે.

"સવિનયભંગનો પ્રયોગ એવો છે કે જેથી આંતરિક બળનો વિકાસ થાય. મીઠાવેરાના વિરોધથી કોઇ પણ કોમના હિતમાં વાંધો આવે એમ નથી." (૧૨ માર્ચ, ૧૯૩૦)

દાંડીથી પોતાનો જાતઅનુભવ લખી મોકલે છેઃ—

"અનુભવ મળતા જાય છે તેમ તેમ મીઠાવેરાનું ઘાતકીપણું પહેલાંના કરતા વધુ ને વધુ ખુલ્લું થાય છે. ગુજરાતનાં મીઠાવાળાં ક્ષેત્રોમાં રહેતાં અને ફરતાં મને જણાયું છે કે મીઠું પકવવાની બંધી હોવાને લીધે ગામડાં તારાજ થઇ ગયાં છે. એ જમીનનો ગામલોકો એટલો જ ઉપયોગ કરી શકે એમ છે. તેઓ મહિનાના મહિના સુધી અહીં કુદરતી રીતે જામતું મીઠું ઉપયોગમાં લેતા. જૂના વખતમાં ગરીબ માણસો માટે આ એક મૂળ ધંધો હતો. આજે એ બધી જમીન પડતર પડી છે. દાંડીનો ઇતિહાસ તો કરુણ છે. દરિયાકાંઠે એ રળિયામણું સ્થાન છે. દીવાદાંડી ઉપરથી એનું આ નામ પડયું છે. આજે એ ઉજડ છે. એક યુરોપીએ અને પછી હિન્દીઓએ કુદરતની વિરુદ્ધ જઇ આ જમીનને ખેતીના કામમાં લેવા માટે વલખાં માર્યાં હતાં. આ સુંદર અને શાંત મધુર કાંઠે હું ફરું છું અને કૂંળાં તરંગોમાં દિવ્ય સંગીત સાંભળું છું, ત્યાં બરબાદ ગએલા પુરુષપ્રયત્નની સાખ પૂરતી સાવ સૂકી જમીનોની ભાંગીતૂટી પાળ જોઉં છું. મીઠાનો રાક્ષસી ઇજારો ચાલ્યો જશે કે તરત જ આ જ જમીનો કીમતી મીઠાના અગરો બનશે; અને લોકો એમાંથી તાજું, સ્વચ્છ, ચકચકતું મીઠું સહેજે મેળવી શકશે. અને પોતાના વડવાઓની જેમ એમાંથી પોતાનું પેટિયું કાઢશે." ( ૧૭ એપ્રીલ, ૧૯૩૦ )

સવિનયભંગ માટેની એની યોગ્યતા સંબંધે એ કહે છેઃ–

"જે કાયદાઓ હાલની દષ્ટિએ સર્વ કાળને માટે અન્યાયી લાગતા હોય તે સર્વ કાયદાનો ભંગ કરવો એવો હેતુ છે. સ્વરાજમાં પણ આપણને મીઠાવેરો જોઇતો નથી." ( ૨૭, માર્ચ ૧૯૩૦ )

અને વૉઇસરોય ઉપરના પત્રમાં કહે છેઃ—

"હું આશ્રમના શકય હશે તેટલા સાથીઓ સાથે મીઠાને લગતા કાયદાઓનો અનાદર કરવાનું પગલું ભરીશ. ગરીબ વર્ગના

દષ્ટિબિન્દુથી મને આ કાયદો સૌથી વધારે અન્યાયી લાગ્યો છે. સ્વાતંત્ર્યની લડત દેશના ગરીબમાં ગરીબ વર્ગ માટે મુખ્યત્વે હોવાથી આ અનિષ્ટ સામેની લડતથી શરૂઆત કરવામાં આવશે. આશ્ચર્ય તો એ છે કે અમે આટલાં વર્ષો સુધી આ દુષ્ટ ઈજારાને વશ રહ્યા. મને કેદ કરીને મારી યોજના નિષ્ફળ કરવાનું આપના હાથમાં છે, એ હું જાણું છું. હું આશા રાખું છું કે મારી પાછળ લાખો માણસ વ્યવસ્થિત રીતે કામ ઉપાડી લેશે. અને જે મીઠાના કાયદા કદી થવા જ જોઈતા નહોતા એનો ભંગ કરી કાયદાની એ થનારી સજાને ભોગવવા તૈયાર થશે." ( ૧૨, માર્ચ ૧૯૩૦ )

મીઠા વિષેના આ પુસ્તક ( મોનોગ્રાફ ઑન કૉમન સૉલ્ટ ) સંબંધે લખે છે કે:—

" આ ઇતિહાસથી સિદ્ધ થાય છે કે બ્રિટિશ રાજનો પગ આ દેશમાંથી ગયે જ છૂટકો છે. " ( ૨૭ ફેબ્રુઆરી ૧૯૩૦ )

આ ગ્રંથનું પ્રકાશન બરાબર સમયસર છે. આશા છે કે થોડા જ માસમાં આ પુસ્તક માત્ર ઐતિહાસિક અગત્યનું જ રહેશે, કેમકે તેટલા વખતમાં તો મીઠાવેરો ભૂતકાળની બીના બન્યો હશે.



# બે બોલ

ચાલુ વર્ષની શરૂઆતમાં "ફૅડરેશન ઑફ ઇન્ડીઅન ચૅમ્બર્સ ઑફ કૉમર્સ ઍન્ડ ઇન્ડસ્ટ્રી" તરફથી 'મોનોગ્રાફ ઑન કૉમન સૉલ્ટ' નામથી સબરસ વિષે એક અતિ ઉપયોગી માહિતીપૂર્ણ પુસ્તક પ્રગટ થયું હતું. તે પહેલાં હિન્દના મીઠાના ઉદ્યોગનો ઇતિહાસ, મીઠાવેરાની અસર, ઇત્યાદિ વિષયોની હકીકત આપતો કોઈ એક ગ્રંથ ન હતો. ફૅડરેશનની કમીટી તરફથી આ હકીકત એકત્ર કરવાનું કાર્ય ૧૯૨૮ ના મે માસમાં મી. એફ. પી. આંટીઆ એમ. કોમ. ને સુપ્રત કરવામાં આવ્યું. તે કર્યાં પછી તેને પુસ્તક આકારે ગોઠવતા પહેલાં ઑકટોબર, ૧૯૨૮ માં એમને ઈંગ્લૅન્ડ વધુ અભ્યાસાર્થે જવું પડયું. હાથપ્રતની પુનઃરચના પુનાના વિદ્વાન અર્થશાસ્ત્રી પ્રો. વી. જી. કાળેએ કરી આપી. અને છેવટની પ્રત કરાંચીના મી. ફકીરજી કાવસજી નામે ફેડરેશનની સમિતિના એક સભ્યે મી. એમ. સી. પીઠાવાળાની મદદથી તૈયાર કરી.

આવા વિદ્વાનોના હાથે તૈયાર થએલા પુસ્તકનો લાભ ગુજરાતની જનતાને આપવા અમને સ્વાભાવિક પ્રેરણા થઈ. સૌજન્યભરી ત્વરાથી તેની પરવાનગી આપવા માટે ફૅડરેશનની કમિટિના અમે અત્યંત આભારી છીએ. જાહેર હિતની સંસ્થાઓ આવા જાહેર હિતના કાર્યમાં મદદરૂપ થાય એ સુયોગ્ય જ છે.

ગુજરાતી પુસ્તક મૂળ અંગ્રેજી પુસ્તકને ટુંકાવીને રચવામાં આવ્યું છે. છતાં એક પણ ઉપયોગી હકીકત જતી કરવામાં આવી નથી. મીઠાના ઉદ્યોગ માટે અથવા કંપનીના વહીવટની તપાસ માટે ઈંગ્લૅન્ડ તથા હિન્દમાં નીમવામાં આવેલી સમિતિઓ સમક્ષ જુદા જુદા સાક્ષીઓએ આપેલી જુબાની મુખ્યત્વે ટુંકાવી છે. અવતરણ તરીકે આપેલો ઘણો ભાગ એ રીતે ટુંકાવેલો જ છે. મૂળ પુસ્તકની યોજનામાં સહેજસાજ ફેરફાર પણ કરવો યોગ્ય લાગ્યો છે. મૂળ પુસ્તકના જકાતદોરી વિષેના પ્રકરણના બે ભાગ પાડી પાછળનો ભાગ "હાલનો વહીવટ" એ નામથી જુદા પ્રકરણ તરીકે આપવામાં આવ્યો છે. વળી એમાં છેલ્લું પ્રકરણ "મીઠાના ઉદ્યોગનો વિકાસ" એ વિષે છે. તે છેલ્લું ન મૂકતાં તેની પહેલાંનું 'મીઠાવેરાની યોગ્યાયોગ્યતા' નું પ્રકરણ આપણા પુસ્તકમાં છેલ્લું આપ્યું છે. આ રીતે નીમકવેરો નાબુદ કરવાની તાત્કાલિક આવશ્યકતા છે, એ સિદ્ધ થતાં પુસ્તક સમાપ્ત કર્યું છે. કર ધીમે ધીમે ઘટાડી નાબુદ કરવા સંબંધી મૂળ પુસ્તકમાં પૃષ્ટ ૨૦૦–૨૦૨ ઉપર કરેલી ચર્ચા અત્રે ઉતારી નથી.

આ પ્રમાણે તૈયાર કરેલું પુસ્તક સમસ્ત ગુજરાતની જનતા આગળ અમને ધરતાં આનંદ થાય છે. એ એકલા બ્રિટિશ ગુજરાતને માટે અગત્યનું છે, એમ નથી. હિન્દી સરકારના મીઠાની મહેસૂલનું રક્ષણ કરવા દેશી રાજ્ય માત્રને એમાં સંડોવાવું પડ્યું છે. જયપુર, જોધપુર અને વડોદરાનાં દેશી રાજ્યો તથા ફ્રેંચ અને પોર્ટુગીઝ સંસ્થાનોને લગતી હકીકત આ પુસ્તકમાં આવે છે, તેથી એ સ્પષ્ટ થશે. પંચમહાલ સિવાય બીજા બધા બ્રિટિશ જીલ્લાઓ તેમજ કચ્છકાઠિયાવાડ એટલે કે આખું ગુજરાત–મહાગુજરાત–સમુદ્રકાંઠે છે. ગુજરાતની પ્રજા વ્યાપારી સાહસ કરનાર તરીકે મશહૂર છે. નાવિક સાહસમાં આગળ પડવા યોગ્ય છે. પણ વચમાં મીઠાવેરાનો હાઉ આવે છે. એ આ પુસ્તકમાંથી

સમજાશે. જો ગુજરાતીઓની સાહસબુદ્ધિ સવિશેષ સતેજ થાય તો અમારું કાર્ય અમે સફળ થયું માનીશું.

આ પુસ્તકનો ઉદ્દેશ અજ્ઞાન દૂર કરવાનો છે. આંકડાની વિગતો સાથેના ઝીણવટવાળા જ્ઞાનને અભાવે આપણી ખરી સ્થિતિથી આપણે અજ્ઞાત રહીએ છીએ. વળી સરવાળા, ગુણાકાર કે ભાગાકાર કર્યે પણ ખરું જ્ઞાન થતું નથી. મીઠાવેરો માથાદીઠ ગણતરીમાં સવા ત્રણ આના આવે. પણ અનેકાનેક કારણોથી ખરી રીતે ગરીબ વર્ગપર કેટલો બધો બોજો પડે છે; આપણા કેટકેટલા ઉદ્યોગને હાનિ પહોંચે છે; તથા એ ઉદ્યોગને પોતાને વિકાસ પામતો રોકી પરિણામે મીઠાની નિકાસ કરતાં અટકાવી દેશને કેટલું ધન પેદા કરતાં, કેટલા મનુષ્યોને કામ આપતાં અટકાવવામાં આવે છે, એ સૌ ઉપર આ પુસ્તક જ્ઞાનપ્રકાશ પાડશે. અને જ્ઞાન થયા પછી તો કોણ દુઃખ ફેડવા પ્રયત્ન કર્યા વિના રહ્યું છે? ગુજરાતનાં નરનારીઓ કર્તવ્યપરાયણ થાઓ એજ પ્રાર્થના.

આ પુસ્તક માટે આમુખ લખી આપી 'યંગઇંડિયા'વાળા શ્રીયુત કુમારપ્પાએ અમને અત્યંત ઋણી કર્યા છે, અને પુસ્તકની અગત્યતા તથા માનશોભામાં અતિ વૃદ્ધિ કરી છે. ઉપકાર શા શબ્દોમાં માનીએ? એમના જેવાઓની એકનિષ્ટ કર્તવ્યપરાયણતા આપણ ગુજરાતીઓમાં આવે એ જ એક એ ઉપકાર વાળવાનો માર્ગ છે.

ઇન્દુપ્રસાદ ભટ્ટ
મણિલાલ ઠાકર

૧૫૫૭૨

# સબરસ

આટલા લાંબા બ્રિટિશ રાજવહીવટ પછી લોકને એવી દુર્દશા છે જે, લોક પાસે બીજું એવું કશું નથી કે જેના ઉપર સરકાર કર નાખી શકે અને તેથી સરકારે જીવનને એક અત્યંત આવશ્યક વસ્તુ ઉપર અસાધારણ પ્રમાણમાં કર નાખવો જ જોઇએ. આવું કહેવું પડે એ કેવી નીચું જોવરાવનારી કબુલત છે!......લોક પાસે ખર્ચ કરી, ભોગ ભોગવી તે દ્વારા કર ભરવા જેવું કાંઇ નથી, એટલે તેમણે જીંદગીને જરુરની ચીજ ઓછી વાપરી પેટ બાળવું જ જોઇએ: બ્રિટિશ રાજનીતિના પરિણામ પર આથી મોટો બીજો શો ફિટકાર હોઈ શકે?

દાદાભાઈ નવરોજી

ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
ને કૈં વિચાર કરતો નર તે ગયો પી.

"બીજું પ્યાલું ભરી દેને હજુ છે મુજને તૃષા."

* * *

કાપી કાપી ફરી ફરી અરે કાતળી શેલડીની,
એકે બિંદુ પણ રસ તણું કેમ હાવાં પડે ના!

* * *

"રસહીન ધરા થૈ છે, દયાહીન થયો નૃપ,
"નહિ તો ના બને આવું," બોલી માતા ફરી રડી.

* * *

"એ હું જ છું નૃપ, મને કર માફ, બાઈ!
એ હું જ છું નૃપ, મને કર માફ, ઈશ!"

* * *

ત્યાં સેર છૂટી રસની ભરી પાત્ર દેવા,
બહોળો વહે રસ અહો! છલકાવી પ્યાલું.

કલાપી

# પ્રકરણ ૧

## પ્રવેશક

આજે હિંદુસ્થાનમાં સૌથી અગત્યના પ્રશ્નોમાં એક મીઠાનો ઉદ્યોગ છે. તે પ્રસ્તુત પુસ્તકનો વિષય છે. એનો હેતુ એ ઉદ્યોગના કેટલાંક જરૂરી અંગનું સ્પષ્ટીકરણ કરવાનો છે. (૧) મીઠાનો ઇતિહાસ, (૨) મીઠાની ઉત્પત્તિ, (૩) બંગાળ, મદ્રાસ, મુંબાઇ વગેરે પ્રાંતોમાં મીઠું પહોંચાડવાની અને તે ઉપર કર ઉઘરાવવાની પદ્ધતિ, (૪) પોતાને જરુરનું મીઠું ઉત્પન્ન કરવા સંબંધે હિંદુસ્થાનને સ્વાશ્રયી બનાવવાની ભારે શકયતા—આ સૌ અત્રે સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

સૌ કોઇ જાણે છે કે આ જરુરી ચીજ સંબંધી સરકારની વિલક્ષણ રાજનીતિને લીધે બ્રીટીશ રાજ્યની શરુઆતના સમયથી હિંદુસ્થાન દેશ નુકશાન ખમતો આવ્યો છે. મીઠાની ઉત્પત્તિનો ઇજારો એક વેળા કેવી રીતે આપવામાં આવ્યો હતો, બ્રીટીશ કારખાનાંવાળા અને વેપારીઓને હિંદમાં મીઠું પુરું પાડવાનો માર્ગ બીજી વેળા કેવી રીતે કરી આપવામાં આવ્યો, પરદેશથી મીઠાની આયાત કરનાર સામે ખાનગી મીઠું ઉત્પન્ન કરનાર હિંદી કેવી રીતે હરિફાઇ ન કરી શકયો, મીઠાવેરામાં થતા વધારા કે ઘટાડા સાથે વરસે વરસે અને દશકે દશકે મીઠાની ખપતમાં કેવા ફેરફાર થયા, હિંદુસ્થાનની સરકારે એક પ્રસંગે જકાતદોરી આગળ લેવાતો સ્થાનિક કર કાઢી નાખી મીઠાવેરો વધાર્યો, પણ ફરીને સરકારે કેવી રીતે એકસાઇઝ પદ્ધતિને પસંદ કરી અને પરિણામે ગેરકાયદેસર વેપાર, દાણચોરી અને વેરાનો અસ્થિર દર, ઇત્યાદિને લીધે રાજકર્તા

તેમજ પ્રજા બંનેને કેવી રીતે ભોગવવું પડયું–એ સૌ સંપૂર્ણ વિગતસર હવે પછીનાં પ્રકરણોમાં બતાવ્યું છે, જો કે અત્યારે મીઠાવેરો માથાદીઠ વાર્ષિક રૂા. ૦–૩–૩ લેખે પડે છે, તો પણ દેશમાં પ્રચલિત મીઠાવેરાની પદ્ધતિ જ આખી પ્રજાને અણગમતી છે, એથી પણ વિશેષ અસહ્ય એ છે કે હિંદમાં થતી કૂલ ખપતના ત્રીજા ભાગ જેટલું–બંગાળામાં જ ખપતા મીઠાના ૯૦ ટકા જેટલું મીઠું પરદેશથી આયાત થાય છે.

હિંદને ૫૦૦૦ માઇલથી વધુ લાંબો આદર્શ દરીઆકાંઠો છે. લગભગ સઘળા પ્રાંતોમાં મીઠું ઉત્પન્ન કરવાની અનુકૂળતા છે –કાળજૂની પ્રથા છે. પંજાબ, રજપૂતાના અને સિંધમાં મીઠાના અખૂટ ભંડાર છે, મજુરી સસ્તી છે અને આબોહવા અનુકૂળ છે; કરાંચી (મૌર્યપુર) માં ખાસ કરીને મીઠાનો ઉદ્યોગ ખીલે એમ છે. આથી હિંદ સ્વાશ્રયી બની શકે એટલું જ નહિ, પણ અનુકૂળ સંજોગો હોય તો પુષ્કળ વધારાના મીઠાની પરદેશ જ્યાં જરુર હોય ત્યાં નિકાસ કરી શકે, અને તે રીતે દેશના ધનમાં વાર્ષિક અમાપ બચત થઇ શકે. મીઠાની બાબતમાં હિંદ સહેલાઇથી સ્વાશ્રયી થઇ શકે એ ખુલ્લું દીવા જેવું છે, છતાં પરદેશથી થતી મીઠાની આયાતને લીધે લગભગ એક કરોડ રૂપીઆ વરસોવરસ દેશમાંથી તણાઇ જવા દેવામાં આવે એ દેશને તેમજ સરકારને હીણપદ આપનારું છે.

ખાસ કરીને હિંદુસ્થાન જેવા ઉષ્ણ પ્રદેશમાં મનુષ્ય પ્રાણી-જાતનેજ નહિ પણ ઢોરઢાંખર તથા ખેતીની જમીનનેય મીઠાંની ખૂબ જરુર છે. હવા અને પાણી બાદ કરતાં હિંદમાં મનુષ્યજીવનને મીઠું સૌથી અગત્યનું અને અનિવાર્ય છે, એની ના પડાય એમ નથી. ખોરાકની દરેક ચીજમાં થોડાવત્તા પ્રમાણમાં કુદરતે પોતે જ મીઠું મેળવેલું છે. આદિકાળના જંગલી મનુષ્યને ખોરાકનાં

તત્ત્વોનો સમતોલ કરવાની સ્વાભાવિક બુદ્ધિ હતીઃ ફરતાફરતી કાચા માંસ અને ફળના બનેલા તેના આહારમાં ખોરાકનાં તત્ત્વોનું બની શકે તેટલુ સંપૂર્ણ સંમિશ્રણ હતું સંસ્કૃતિનો પ્રચાર થતાં મનુષ્યે વધારે સુધરેલો પણ અસમતોલ આહાર લેવા માંડ્યો. ખોરાકની જુદી જુદી ચીજોમાં મીઠાની વહેંચણી કોઇ પ્રકારે યોગ્ય, સમધારણ નહિ હોવાથી, એ ઉણપ પૂરવા મીઠું કૃત્રિમ રીતે મેળવવાની જરુર ઉભી થઇ. જેમ મનુષ્ય વધુ ને વધુ સુધરતો ગયો તેમ એને મીઠું પૂરું પાડવાની આવશ્યકતા પણ વધતી ગઇ.

કાચા માંસમાં દર હજારે ૪.૪ ભાગ મીઠું હોય છે; સુકાય છે ત્યારે એ પ્રમાણ દરહજારે ૧૯.૪ થાય છે.બાળેલા માંસની રાખમાં સોડીયમ અને પોટેશીઅમ મીઠાનાં કલોરાઇડ ૪૬ ટકા જેટલાં હોય છે. માંસથી ઉલટું, લીલોતરીના આહારમાં ખાસ કરીને મીઠાનાં તત્વ નજીવાં હોય છે. સુધરેલા મનુષ્યનો આહાર અનાજ છે. તેમાં સોડીયમ કલોરાઇડની ખાસ ઉણપ હોય છે. જવ, ઓટ, ઘઉં, મકાઇ અને ચોખામાં એ પ્રમાણ અનુક્રમે વધુ ને વધુ ઓછું જણાય છે. આથીજ વનસ્પતિઆહારી પ્રાણીમાં મીઠું શોધી કાઢવાની અપ્રતિહત ઇચ્છા હોય છે. માંસ ઉકાળવા જેવી સુધરેલા મનુષ્યની ભોજન તૈયાર કરવાની રીતથી માંસમાંનાં મીઠાનાં તત્વોનો ૭૦ ટકા ભાગ નષ્ટ થાય છે. આથી સામાન્યરીતે એવું કહી શકાય કે માંસાહારી પ્રાણીઓની પેઠે કાચા માંસ ઉપર કોઈ જીવધારી શરીર પોતાના ખોરાક માટે જેમ વિશેષ આધાર રાખે, તેમ તેના ખોરાકમાં બહારથી મીઠું મેળવવાની તેને ઓછી આવશ્યકતા રહે છે. માણસે પોતાનો ખોરાક કૃત્રિમ રીતે પકાવવાની શરૂઆત કરી ત્યારથી તેને બહારથી છૂટું મીઠું પેદા કરવું પડ્યું. એ રીતે પ્રાચીનમાં પ્રાચીન સમયથી મીઠાનો ધંધો ચાલતો આવ્યો છે અને વધારામાં એમ પણ ધરાય છે કે એ ધંધો વેપારી સાહસનું પ્રથમ સ્વરૂપ હતો.

કુદરતી અગર બનાવટી મીઠું મનુષ્ય શરીરમાં શી રીતે કામ કરે છે, એ જાણવા જેવું છે. રેટન કહે છે, "મુખમાં મીઠું થૂંકવાહી જ્ઞાનતંતુઓને વેગ આપે છે, તેથી થૂકનો પ્રવાહ વધે છે. એ પ્રવાહ ખોરાક પચવવામાં અગત્યનું કાર્ય કરે છે. દાંતમાં ચવાતા ખોરાકનાં તત્વોને કહોવાતાં અટકાવી મીઠું શ્વાસમાં બદબો થતી રોકે છે. મીઠાનો અમુક ભાગ જઠરમાં જઇ હાઇડ્રોકલોરીક એસીડ અને એક જાતના ઓગળે તેવા સોડીયમ નામના મીઠામાં વહેંચાઇ જાય છે. હાઇડ્રોકલોરીક એસીડ છૂટવાથી જઠરની પાચનક્રિયા ચાલે છે; અને સોડીઅમ લોહીમાં મળી જઈ એના એલ્કેલાઇન તત્વનું રક્ષણ કરે છે. પચ્યા વિનાનું બાકીનું મીઠું સોડીઅમ કલોરાઈડ તરીકે રહે છે. એમાંનો એક ભાગ એમનો એમ છેક સુધી ખોરાક સાથે રહે છે, અને મળ સાથે બહાર આવે છે. બનવા જોગ છે કે એને લીધે આંતરડામાં કહોવાણ અને ગંધાતા ગેસો ઉત્પન્ન થતાં અટકે છે. પચ્યા વિનાના મીઠાનો બીજો ભાગ સોડીઅમ કલોરાઈડ તરીકે લોહીમાં મળી જાય છે, અને પરસેવા વગર મળમાં એ હોય છે. લોહી દ્વારા કામ કરનાર તરીકે, અથવા સીધી રીતે આંતરડાંમાં ખોરાક ઉપર અસર કરનાર તરીકે, અગર બંને રીતે, ખોરાકનાં સેંદ્રિય તત્વોમાં થતા પાચનક્રિયા દરમીઆનના ફેરફારને મીઠું આવશ્યક છે."

જઠરમાંના રસનો એસીડ હાઈડ્રોકલોરીક એસીડ ઉત્પન્ન કરવો એ મીઠાનું સૌથી અગત્યનું કાર્ય છે. જઠરમાંનો રસ આ રીતે બનેલો છેઃ—

| | | |
|---|---|---|
| પાણી | ૯૯૪.૪૦ | ભાગ |
| સોડીઅમ કલોરાઈડ | ૧.૪૬ | „ |
| એસીડ હાઇડ્રોકલોરાઇડ | ૦.૨૦ | „ |
| કેલ્શ્યમ અને પોટાશ કલોરાઈડ | ૦.૬૧ | „ |
| ફોસ્ફેટ | ૦.૧૨ | „ |
| પેપ્સીન | ૩.૧૯ | „ |

નિરિંદ્રિય તત્વો કુલ ૨.૩૯ ભાગ છે. તે પૈકી ૨.૨૭ ભાગ તો ક્લોરાઇડનોજ છે. આ જઠરનો રસ રોજ આશરે ૧૫ પીન્ટ જેટલો શરીરમાં થવો જોઇએ; એ ધ્યાનમાં લેતાં સોડીઅમ ક્લોરાઇડની પુરતી છતની અગત્ય સ્પષ્ટ થશે.

આ સૌ ઉપરાંત, લોહીને તંદુરસ્તી જાળવી શકે એવી સ્થિતિમાં રાખીને મીઠું લોહીની ગાઢાઇ નિયમિત કરે છે. એ સેલ્સના (cells) બંધારણને પ્રેરે છે અને શરીરના વજનમાં વધારો કરે છે. જીવનધારી શરીરને એ સામાન્ય રીતે એટલું બધું અગત્યનું ગણેલું છે કે હોલેન્ડ દેશના જુના શિક્ષાસંબંધી કાયદામાં તો એકલી મીઠા વગરની રોટીનો આહાર આપવો એ સખતમાં સખત શિક્ષા તરીકે બતાવેલું છે. આવી બરદાસને પરિણામે ગરીબ ગુન્હેગારને એના જઠરમાં ઉત્પન્ન થએલા કીડા કરડી ખાતા.

કાચા માંસમાંથી માણસના રાંધેલા ખોરાકની દિશામાં થતા ફેરફારની સાથે બહારના બનાવટી મીઠાની વધતી જતી જરૂર, અને સમશીતોષ્ણ પ્રદેશોના આહારમાંથી ઉષ્ણ પ્રદેશોના આહારની દિશામાં હાલમાં થયો છે તેવો ફેરફાર, એ બેની વચ્ચે ગાઢ સામ્ય છે. પૂર્વ યુરોપની થોડીક નાની અને ગરીબ કોમો બાદ કરતાં સમશીતોષ્ણ પ્રદેશમાં વસતી સઘળી કોમો માંસનો, અને ખાસ તો ઘઉંનો આહાર કરનારી છે. ઉષ્ણ પ્રદેશવાસીઓ પણ એજ રીતે ઘણે ભાગે વનસ્પતિઆહારી અને ચોખાખાનાર છે, તેથી કરીને યુરોપ અને ઉત્તર અમેરિકા કરતાં હિંદુસ્થાન અને ચીનને તંદુરસ્તીનું ઘટતું ધોરણ જાળવવા માટે માથાદીઠ વધારે મીઠાની ખપત આવશ્યક છે.

વર્તમાન આર્થિક વસ્તુસ્થિતિને હિસાબે આનો અર્થ એ થાય કે પૈસાદાર દેશ કરતાં ગરીબ દેશને માથાદીઠ વિશેષ મીઠું જોઇએ છે. વળી એજ પ્રમાણે એવું પણ કહી શકાય કે, તંદુરસ્તી જાળવવા

માટે તવંગર મનુષ્ય કરતાં નિર્ધનને વધારે મીઠું જરૂરનું છે. આમ હોવાનું કારણ એ છે જે, જેમ માણસને આવકનાં સાધન વધારે ટુંકાં, તેમ તે પોતાના ખોરાકનાં તત્વોના ગુણની બાજુ કરતાં ખોરાકના વજનની બાજુ ઉપર વિશેષ લક્ષ આપશે. થોડે પૈસે વધારે ખોરાક કેમ મળે એજ એ શોધશે. પ્રોટેઇનવાળા સ્નાયુ બાંધનાર ખોરાકને બદલે સ્ટાર્ચવાળા ગરમી આપનાર ખોરાકનો આશરો એને સ્વાભાવિક રીતે લેવો પડશે. સ્ટાર્ચવાળા ખોરાકમાં હિંદમાં મુખ્ય ચોખા છે. પ્રોટેઇનવાળા સ્નાયુ બાંધનાર ખોરાકમાં મુખ્ય માંસ, દૂધ અને દૂધમાં બનતી વસ્તુઓ છે. એટલે કે ઉપલા કે વચલા વર્ગના લોક કરતાં ગરીબ રૈયતને મીઠું વધારે જોઇએ એ સ્પષ્ટ છે.

આ રીતની મીઠાની આવશ્યક્તા અને મીઠા ઉપરનો વેરો એ બે મળીને શી અસર ઉપજાવે છે તે સમજવું મુશ્કેલ નથી. ગરીબ માણસ વધારે પ્રમાણમાં મીઠું ખરીદ કરે છે અને તેથી ઉપલા વર્ગના માણસ કરતાં ખરી રીતે માથાદીઠ વધારે વેરો ભરે છે, અથવા તો ખર્ચ ઓછો કરવો જોઈએ તેથી જરૂર કરતાં ઓછું મીઠું ખરીદીને એ પોતાની તંદુરસ્તીને નુકશાન પહોંચાડે છે. તંદુરસ્તી માટે આવશ્યક એવા અધિક પ્રમાણમાં મીઠું ગરીબને ખરીદવું પડે છે. એ હિસાબે કર નાખતાં જાળવવાના ન્યાયીપણાના નિયમનું નીમકવેરો ભારે ઉલ્લંઘન કરે છે. કારણકે, ગરીબને, કર ભરવાની એની શક્તિ અનુસાર નહિ, પણ એ શક્તિ ધ્યાનમાં લીધા વિના, ગજા ઉપરાંત કર ભરવાની નીમકવેરો ફરજ પાડે છે, અને તેટલે દરજ્જે સારી સ્થિતિવાળાને કરમાંથી અયોગ્ય છૂટ મળે છે.

તેથી કરીને સામાન્ય નિયમ તરીકે તેમ જ હિંદુસ્થાનના ખાસ સંજોગોને લઇને મીઠાવેરાની નીતિ વખોડવાલાયક છે.

દરેક સુધરેલી સરકારનો નાણાંખાતાનો પ્રધાન જેવી પોતાની તિજોરીની ચિંતા રાખે છે તેવી લોકકલ્યાણની પણ રાખે છે. એક ક્ષણભર પણ આવો કર કોઇ પણ સુધરેલા દેશમાં સહી લેવાય નહિ. વળી, હિંદુસ્થાનના ગરીબ વર્ગ ઉપર મીઠાવેરો એ એક જ કર છે, એવી ખોટી દલીલનો ડૉ. દાદાભાઇ નવરોજજીએ સણસણતો ઉત્તર વાળ્યો છેઃ "આટલા લાંબા બ્રિટિશ રાજવહીવટ પછી લોકની એવી દુર્દશા છે જે ' લોક પાસે બીજું એવું કશું નથી કે જેના ઉપર સરકાર કર નાખી શકે; અને તેથી સરકારે જીવનને એક અત્યંત આવશ્યક વસ્તુ ઉપર અસાધારણ પ્રમાણમાં કર નાખવો જ જોઈએ. આવું કહેવું પડે એ કેવી નીચું જોવરાવનારી કબુલાત છે ! ...લોક પાસે ખર્ચ કરી, ભોગ ભોગવી તે દ્વારા કર ભરવા જેવું કાંઇ નથી, એટલે તેમણે જીંદગીને જરુરની ચીજ ઓછી વાપરી પેટ બાળવું જ જોઈએઃ બ્રીટીશ રાજનીતિનાં પરિણામ પર આથી મોટો બીજો શો ફિટકાર હોઇ શકે ?"



# પ્રકરણ ૨

## બંગાળના મીઠાવેરાનો ઇતિહાસ

### ( ૧૮૭૨ સુધી )

મીઠાવેરાની તરફેણમાં પરાપૂર્વથી નીચેની દલીલ કરવામાં આવે છેઃ—

"સ્મૃતિ બહારના સમયથી મીઠાવેરો હિંદુસ્થાનમાં મહેસુલનું એક સાધન થઈ પડ્યો છે. સાધારણ સ્થિતિનો હિંદી કે જેની પાસે જમીન નથી, જે કોર્ટે ચઢતો નથી અને જે અફીણ કે દારૂ લેતો નથી તેના પર આ એક જ કર છે."

પરંતુ ઇતિહાસ ભણી નજર કરતાં એ દલીલમાં અર્ધું સત્ય જ જણાશે. મીઠાવેરો બ્રીટીશ હકુમત પહેલાં હતો, એમ અમુક અપવાદ સાથે કબુલ કરીએ; તો પણ બ્રીટીશ રાજ હેઠળ થયો તેવા પ્રમાણમાં તો એ ન જ હતો. જે. ગ્રાન્ટ ( ૧૮૧૨ ) લખે છેઃ—

"દેશમાં બનેલા મીઠાના વેચાણમાંથી ઉપજતી મહેસુલની એક મોટી વ્યવસ્થિત શાખાને બંગાળા સંબંધે ઇ. **સ. ૧૭૮૦ પછી** પરચુરણ કરોના વિભાગમાંથી છૂટી ગણવી યોગ્ય છે. દેશી રાજ્યનાં અજ્ઞાન, ગેરવ્યવસ્થા કે અનીતિને લઈને **ત્યારસુધી રાજ્યને મન એ નજીવી હતી.** પણ હવે તે દેશના ખરા રાજા રુપ કંપનીને વાર્ષિક ૫ લાખ પાઉન્ડ નફો આપે છે; ને તેથી સૌ કરતાં વિશેષ આર્થિક અગત્યની છે. અસાધારણ જરુરને પ્રસંગે ઘણી સહેલાઇથી એને બેવડાવી પણ શકાય એમ છે."

બ્રીટીશ રાજ પહેલાં મીઠાવેરાનું સ્થાન બહુ નજીવું હતું, તેનો બીજો પુરાવો પણ છે. ૧૮૨૫ માં લંડનમાં પ્રસિદ્ધ થએલા હિંદના કાયદા અને રાજબંધારણ વિષેના પુસ્તક Observations on the Law and Constitution of India ના ૧૨૨ મા પૃષ્ટ ઉપર મુસલમાની કાયદા પ્રમાણે રાજ્ય કેવા કર લઇ શકે તે ગણાવ્યું છે. તે સર્વે બહુ વિગતસર સમજાવ્યા છે પણ મીઠાવેરાનો તો નામનો ઉલ્લેખ જ કર્યો છે; અને તેનો દર શું છે અથવા એ કેવી રીતનો કર છે એ પણ કહ્યું નથી.

અંગ્રેજો પહેલાં વેપારને અર્થે હિંદમાં આવ્યા, મોગલ સત્તાની પડતી થતાં એઓ આગળ પડતો ભાગ ભજવવા લાગ્યા, આર્થિક તંત્રમાં એમની અગત્ય ઝડપથી વધતી જવા લાગી; પરંતુ એ અગત્ય પ્રાપ્ત કરવાનાં એમનાં સાધન બીલકુલ શોભાસ્પદ ન હતાં. મીરજાફરના પદભ્રષ્ટ થવા પછીના સમયમાં બંગાળામાં અંગ્રેજ વેપારીઓ કેવું વર્તન ચલાવતા તે એ પ્રાંતના કામચલાઉ ગવર્નર હૅરી વર્લ્સ્ટે ૧૭૭૨ માં લખેલા એક પુસ્તકમાં વર્ણવ્યું છે:—

" દાણ ભર્યા વિના વેપાર ચલાવવામાં આવતો; અને તે માટે અસંખ્ય જુલમો ગુજારવામાં આવતા .અંગ્રેજ મુનીમો કે ગુમાસ્તાઓ, લોકોને ઇજા કરીને સંતોષ નહિ માનતાં, રાજ્યની સત્તાને પણ કચડી નાખતા, અને જ્યારે જ્યારે નવાબના અમલદાર વચમાં પડતા ત્યારે તેમને પકડીને શિક્ષા કરતા. મૌલ્ડાના રેસીડેન્ટ ગ્રેએ ૧૭૬૪ ના જાન્યુઆરીમાં ગવર્નરને લખ્યું હતું કે 'કલકત્તામાં ચીંથરેહાલ ફરતા દુષ્ટો મુનીમ કે ગુમાસ્તા બની બહારગામ આવે છે ત્યારે દેશના ધણીની માફક વર્તે છે, રૈયતને અને વેપારીઓને કેદ કરે છે અને ફોજદારો તથા અમલદારો સાથે અતિશય ઉપરીપણાથી તથા ઉદ્ધતાઇથી બોલવા લખવાનો વ્યવહાર રાખે છે.' તેજ વર્ષે માર્ચ માસમાં કાસીમબજારથી મી. સીનીયરે

ગવર્નરને લખ્યું હતું કે આપણા એજંટો અને ગુમાસ્તાઓ દેશ સમસ્ત ઉપર કેવી જાતનો કેર વર્તાવે છે તેની ફરીઆદો રોજ મારી પાસે આવે છે, તેની સંખ્યા જ સાંભળી તમને વિસ્મય થશે.

રાજકારભારથી અને બંગાળના રૈયતવર્ગથી આ રીતે અંગ્રેજો અલગ રહેતા હતા, તે વેળા ઇસ્ટ ઇંડિઆ કંપનીને બંગાળ, બિહાર અને ઓઢિયાની દિવાની સત્તા મળી. આ પગલાથી બંગાળના દેશી રાજાની સત્તા કેટલી બધી ખંડિત થઇ, એ વલ્સ્ટે ટાંકેલા, સીલેકટ કમીટીએ કંપનીના ડીરેકટરોને મોકલેલા ખરીતાના એક ફકરામાંથી જણાય છે.

"આ દિવાની મળવાથી તમારી મીલકત અને સત્તા કાયમની અને સહીસલામત થઇ છે. કારણ કે ભવિષ્યમાં કોઇ નવાબ પાસે બળથી કે કળથી તમને ઉથલાવી પાડવાનો પ્રયત્ન કરવા જેટલી પણ સત્તા કે ધન નહિ હોય."

રાજસત્તા મેળવવાનું કંપનીને સ્વપ્ન પણ નહિ આવ્યું હોય ત્યારે, તેથી બહુ પહેલાં, કંપનીએ ખરે યા ખોટે માર્ગે પોતાની નાણાં સંબંધી શાખ એવી જમાવી હતી કે એને કરમાંથી મુક્તિ મળી હતી. પરદેશથી થતી આયાત અને નિકાસના સંબંધમાં જ અને કંપનીના જ માલને માટે આ છૂટ હતી. છતાં કંપનીના નોકરો પણ આ છૂટ ભોગવતા. કલાઇવ ગવર્નર જનરલ નીમાઇને હિંદ પાછો ફર્યો ત્યારે, કરમાંથી મળેલી મુક્તિના કારણે આખા દેશનો વેપાર અંગ્રેજ વેપારીઓના હાથમાં હતો, દેશી રાજ સત્તા નાશ પામી હતી; અને આ સર્વ સામાન્ય ગોટાળામાં વહાણમાંથી નાસી છૂટે તે હરકોઈ ખલાસી પણ કંપનીનો વાવટો ફરકાવી આસપાસના જીલ્લાનો ધણી થઇ બેસતો. આ લોક પોતાને 'સ્વતંત્ર વેપારીઓ' કહેવરાવતા કાઉન્સીલ અને સીલેકટ કમીટીના હુકમ છતાં તે ખસતા નહતા; તેમને કલાઇવે પાછા બોલાવ્યા.

આ હેવાલ પરથી જણાશે કે ધારે તે વ્યાપારમાં બંગાળમાં અઢારમી સદીનો અંગ્રેજ વેપારી ગેરકાયદેસર, પણ સંપૂર્ણ, ધણીપણું કરી શકતો. મીરજાફર ગાદીનશીન થયો તે અરસામાં દેશની અંદરનો મીઠાનો વેપાર હંમેશ પ્રમાણે વગર કર ભર્યે અંગ્રેજોએ હાથ કર્યો હતો.

દેશના અંદરના ભાગમાં ચાલતો મીઠું, સોપારી અને તમાકુનો વેપાર એ અંગ્રેજો અને દેશી રાજાઓની વચ્ચેની તકરારોનું ખરું મુખ્ય કારણ હતું, એ કલાઇવે જોયું. એ વેપાર બંધ કરવા એણે ભલામણ કરી પરંતુ કંપની એમના નોકરોને મળતી છૂટ ચાલુ રાખવા માગતી હતી; એટલે એણે કલાઇવને બીજો રસ્તો કાઢી એ વેપાર પર અંકુશ મૂકવા લખ્યું.

૭૬૫ ના સપ્ટેમ્બર માસની ત્રીજી તારીખે કલાઇવે 'સોસાયટી ઑફ ટ્રેડ' સ્થાપવા ભલામણ કરી અને એ મંડળીને મીઠાના વેપારનો ઇજારો આપવા ઠરાવ્યું. આ મંડળી તરફથી કલકત્તામાં અને બીજાં સ્થળો કે જ્યાં મીઠું બનતું હોય ત્યાંજ, બે રૂપીએ મણથી વધારે નહિ એવા ભાવે, દેશી વેપારીઓને જ, મીઠું વેચાય એવી શરત મૂકવામાં આવી. કંપનીની હદમાં પુરું પાડવા વેચાતા મીઠા ઉપર કંપનીને, અને રાજ્યની હદમાં પુરું પાડવા વેચાતા મીઠા ઉપર રાજ્યને, ૫૦ ટકા વેરો આપવાનું ઠરાવવામાં આવ્યું. આ રીતે કંપનીને ૧૨ થી ૧૩ લાખનું ઉત્પન્ન થાય એમ હતું.

એ 'સોસાઇટી'ના ૬૦ શેર ( ભાગ ) કરી કંપનીના સર્વે અમલદારો વચ્ચે વહેંચવામાં આવ્યા હતા. એ પ્રમાણે કલાઇવે દસ્તાવેજ પણ કરી આપ્યો. 'સોસાઇટી'ના કામમાં નિષ્પક્ષપાત ન્યાય આપવા અને પોતાનો મોભો જાળવી બધો વખત રાજકાજમાં આપવા કલાઇવ ૧૭૬૬ માં 'સોસાઇટી'માંથી છૂટો થયો.

પરંતુ કલાઇવે કંપનીના નોકરોને ઉદાર બદલો કરી આપવાનો હેતુ હરેક રીતે વ્યક્ત કર્યો હતો, તે છતાં કલાઇવની આ યોજના ડીરેકટરોએ નામંજુર કરી. છેવટે ૧૭૬૮ માં 'સોસાઇટી' બંધ કરવામાં આવી.

ઇ. સ. ૧૭૬૮ ના ઑાકટોબરમાં કંપનીએ ઇજારાને બદલે ઉત્પન્ન થતા માલ ઉપર એકસાઇઝ કર લેવાની રીત દાખલ કરી. તેમાં નીચેની શરતો હતી. (૧) કોઇ એક કારખાનાવાળાએ ૫૦૦૦૦ મણથી વધારે મીઠું બનાવવું નહિ. (૨) સઘળું મીઠું મુકરર કરેલાં એક કે બે સ્થળે લાવવું. ત્યાં દર સો મણ ઉપર ૩૦ રૂપીઆ કર લેવો.

પરંતુ આ પદ્ધતિથી મહેસુલની ઉપજમાં ફાયદો થયો નહિ. ઇ. સ. ૧૭૬૬ માં ૧,૧૮,૯૨૬ પાઉન્ડ ઉત્પન્ન હતું. તે ઘટીને ઈ. સ. ૧૭૭૨–૭૩ માં ૪૫,૦૨૭ પાઉન્ડ થઈ ગયું. પ્લોડનકૃત 'રિપોર્ટ ઑાન સૉલ્ટ'ના ૭૧૮ મા ફકરામાં આનું કારણ આપ્યું છે. "જુનો જથો વેચવાને બ્હાને 'સોસાઇટી ઑાફ ટ્રેડે' એટલા મીઠાની દાણચોરી કરી કે સરકારને ૪૦ લાખ રૂપીઆથી વધારે કર ખોવો પડયો."

આથી હેસ્ટીંગ્સે મીઠું બનાવવાનો ઇજારો આપવાનું શરૂ કર્યું. મીઠાની ખાણો અથવા કારખાનાં પાંચ વરસ માટે કંપનીની વતી મીઠું પકવવા ગણોતે આપવાં એમ ઠરાવ્યું. એ રીતે ગણોતે રાખનાર મુકરર વજન મુકરર દરે સરકારને આપે; અને જે દેશીઓ મીઠું પકવનારા ગણોતદારને મજુરોને કે પેટાભાગીઆને આપવાના પૈસા અગાઉથી ધીરવા બંધાય તેમને સરકાર મુકરર દરે એ મીઠું વેચે. આ વ્યવસ્થાથી પણ મહેસુલમાં સ્થિરતા આવી જણાઇ નહિ. ઈ. સ. ૧૭૭૩–૭૪ માં ૨૨૯૧૯૨ પાઉન્ડ ઉત્પન્ન થયું. પછીને વરસે

૧૩૦૨૦૬ પાઉન્ડ ઉત્પન્ન આવ્યું. તેની પછીને વરસે પણ ૧૪૭૩ પાઉન્ડનું નુકશાન આપ્યું. એટલે ઇ. સ. ૧૭૭૭ માં ગણોતદારને મીઠું વેચવા સત્તા આપી. છતાં મહેસુલની સ્થિતિ અસ્થિર જ રહી, એમ પછીનાં પાંચ વરસના આંકડાથી જણાય છે.

આથી હેસ્ટીંગ્સે બીજી યોજના રચી. એક કોમ્પ્ટ્રોલરના હાથ નીચે કેટલાક સારી પદવીના અમલદારોને કંપનીના મીઠાના એજન્ટો નીમ્યા. એકલા એજન્ટની જ સૂચના મુજબ મોલુંઘીઓ (અગરીઆ) બધું મીઠું બનાવે, અને તે મુકરર દરે એજન્ટને વેચે. એજન્ટ એ મીઠું સંગ્રહ કરી જથાબંધ વેપારીઓને કરની રકમ ચઢાવી મુકરર દરે વેચે. આ કરની રકમ રૂ. ૧–૨–૦ થી રૂ. ૧–૮–૦ હતી. એજન્ટને પગાર તો મળતો; તે ઉપરાંત કંપનીને મળતા નફા (કર)ના ૧૦ ટકા કમીશન મળતું. આ યોજના મહેસુલ માટે ઘણી સફળ નીવડી. આંકડામાં ચોકખો સુધારો જણાય છેઃ—

| ઈ. સ. | પાઉન્ડ |
|---|---|
| ૧૭૮૦–૮૧ | ૮૪૨૭ |
| ૧૭૮૧–૮૨ | ૨૯૬૦૧૩ |
| ૧૭૮૪–૮૫ | ૬૨૫૭૪૭ |
| ૧૭૮૫–૮૬ | ૪૫૭૬૮૭ |
| ૧૭૮૬–૮૭ | ૪૫૭૬૮૭ |

સૌથી વિશેષ ઉત્પન્નવાળા ૧૭૮૪–૮૫ ના વરસ પછી જે ઘટાડો થયો તે કંપનીને ભારે પડયો. તેથી કૉર્નવૉલીસે હરાજીની પ્રથા દાખલ કરી. અમર્યાદિત જથાનું મુકરર દરથી વેચાણ થતું, તેને બદલે ત્રણ ત્રણ માસે મર્યાદિત જથાઓ હરાજીથી આપવાની પદ્ધતિ દાખલ થઇ. આથી મીઠાની મહેસુલમાં મોટો વધારો થયો છે, એવું ઈ. સ. ૧૮૧૨ની સીલેકટ કમીટીએ લખ્યું હતું.

પ્લોડનના રિપોર્ટમાં આ ઇજારાની પદ્ધતિ અનુસરવાનાં બે કારણ આપ્યાં છે. (૧) મહેસુલમાં વધારો. (૨) હિંદી મુડીધારીઓના

પંજામાંથી અગરીઆઓની મુક્તિ. પહેલો હેતુ સર્યો ખરો. પણ બીજો હેતુ સર્યો નહિ એમ જણાય છે. મોલુંઘીઓ તરફથી સત્તાવાળાઓને સંખ્યાબંધ અરજીઓ થઇ, એ અરજીઓને પરિણામે, મીઠાખાતું મહેસુલબોર્ડ પાસેથી વેપારબોર્ડ પાસે ગયું કે તરત, વેપારબોર્ડે મીઠાના ઉદ્યોગની અને મોલુંઘીઓની સ્થિતિ તપાસવા એક કમીટી નીમી.

'ટીકા' અને 'ઍડજુરા' એ બે વર્ગના મોલુંઘીઓ હતા. 'ટીકા' કરતાં તો શું, પણ બીજા કોઇ પણ મજુર કરતાં 'એડજૂરા' ને બહુ ઓછું મહેનતાણું મળતું. 'બોર્ડ ઑફ ટ્રેડે' યાદી લખી, તે ઉપરથી ગવર્નર જનરલ ઇન-કાઉન્સીલે 'ઍડજુરા' ની પ્રથા કાઢી નંખાવી. છતાં ચોવીસ પરગણાના એજન્ટે જણાવ્યું છે કે મોલુંઘીનું આખી મીઠું પકવવાની સાડાસાત માસની મોસમનું મહેનતાણું રૂ. ૬ હતું. આથી ધીરેલાં નાણાં ભરાતાં નહિ અગર મુકરર મીઠું બનતું નહિ. એટલે મોલુંઘી એજન્સીનો કાયમનો ગુલામ બની રહેતો.

આ વખતે સુંદરવનમાં મીઠું બનતું. હુગલી, તુમલૂક, ચોવીસ પરગણાં, બુલવા અને ચીતાગોંગ વગેરે નાદુરસ્ત આબોહવા માટે પંકાએલાં ઠેકાણાંમાં મીઠાની એજન્સીઓ હતી. આ કારણે પણ કામ લેવામાં દબાણ થતું. મોલુંઘીઓના લાભનું સંરક્ષણ કરવા ખાસ અદાલતો સ્થાપી હતી, પણ તે એ ગરીબડાંને લલચાવવા પુરતી જ હતી. વધારે જુલમની બીકથી એમનાથી ફરીઆદ થતી જ નહિ. ઇજારાની શરુઆતથી મોલુંઘીઓની સ્થિતિ મહા દુઃખભરી હતી, તેમાં કાંઈ સુધારો થયો ન હતો. ( રિકાર્ડકૃત ઇંડિઆ )

સને ૧૮૧૦-૧૧ માં એજન્સીઓમાંથી જે ભાગોને મીઠું પુરું પડતું ત્યાં મીઠાની તાણ પડી. તેનું કારણ એ હતું કે વધારે કિંમત મળવાથી મોલુંઘીઓ દાણચોરીના મીઠાના વેપારીઓને ગેરકાયદે

મીઠું મોટા પ્રમાણમાં વેચતા હતા. આથી એમ ઠરાવ્યું કે કરાર અથવા સામાન્ય રીત ઉપરાંત મીઠું બનાવી આપે તે મોલુંઘીઓને તે વધારાના મીઠા પર વધારે દર આપવો. આ રીતે મીઠું વધારે બનવા લાગ્યું. ઇ. સ. ૧૮૧૪ ની શરૂઆતમાં વરસના વેચાણથી ૧૯ લાખ મણ મીઠું વધારે હતું. એટલે એજન્સીઓનું ખર્ચ વધી પડે, અને ભારે દરથી ઘણું કરાર ઉપરાંતનું મીઠુ લેવું પડે, તે ડરથી આ પ્રયોગ છોડી દેવામાં આવ્યો. પરિણામે મોલુંઘીઓની સ્થિતિમાં સુધારો થતો અટકી ગયો. ડીરેક્ટરોએ મોલુંઘીઓની સ્થિતિ સુધારવાની આશા રાખી હતી તે તેમણે પોતે જ નષ્ટ કરી.

કંપનીએ પોતે મીઠું બનાવવાનો ઇજારો રાખવાને લીધે મોલુઘીઓની જીવનદશામાં કાંઇ સુધારો ન થયો. પણ ઉલટું પરદેશી આચારવિચારવાળો નવો ઉપરી (મીઠાનો એજન્ટ) આવવાથી એમની સ્થિતિ બહુ ખરાબ થઇ. સુંદરવન બહુ અનારોગ્ય પ્રદેશ હોવાથી એમની સ્થિતિમાં સુધારો થઇ શકતો ન હતો, એવો ઉત્તર ઇ. સ. ૧૮૩૦ ની લૉર્ડ્ઝની સીલેકટ કમીટીને કંપનીના એક અમલદાર ઍન્ડ્રુ રેમ્સેએ આપ્યો હતો. ઇ. સ. ૧૮૨૪ માં હેન્રી ટકર લખે છે, "આપણી પ્રજામાં આ મોલુંઘીઓ સૌથી ખરાબ દશામાં છે. વિકરાળ પ્રાણી અને રોગના ભોગ થઇ પડાય એવાં સ્થળોમાં કામ કરવું પડે, એ મીઠાના ઇજારા વિરૂદ્ધ મોટામાં મોટો વાંધો છે." ડીરેકટરોએ પોતાના ઇ. સ. ૧૮૨૬ ના એક ખરીતામાં જણાવ્યું કે કરાર કરેલા મીઠા માટે માંડ પેટ પુરતી પણ મજુરી મોલુંઘીઓને મળતી નથી, અને તેથી ઇચ્છા દર્શાવી કે દરેક સ્થળના સંજોગો મુજબ મીઠાની વધની ઓછી કિંમત મોલુંઘીઓને આપવી.

છતાં અત્યંત ઉદ્ધતાઇથી જકાત, મીઠું અને અફીણ માટેની બોર્ડે ઇજારો ચાલુ રાખવા ભલામણ કરી. તે વાસ્તે એમણે એવી દલીલ રજુ કરી કે કારખાનાના દેશી માલીક મીઠું પકવનાર મજુરને

લૂંટી ખાશે—જાણે કે ભૂખમરો અને ગુલામી કરતાં પણ હજુ બીજી વધુ ખરાબ દશા શક્ય ન હોય!

મીઠાના ઇજારાનું મોલુંઘીઓની આવી દશા કરતાં પણ દુષ્ટ સ્વરૂપ તો જુદું હતું. મહેસુલ વધારવાના હેતુથી જાણીબુજીને અને વ્યવસ્થા પૂર્વક જરૂરથી ઓછું મીઠું પુરું પાડવામાં આવતું. કારણકે ભારે જથો નાની કિંમતે વેચવા કરતાં નાનો જથો ભારે કિંમતે વેચવો એ ફાયદાકારક હતું. સ્ટાર્ક, પીકૉક અને ક્રૉફર્ડ નામના કંપનીના ત્રણ અમલદારોએ મીઠા માટે નીમાએલી સીલેક્ટ કમીટી રુબરુ સાક્ષી આપી આ સ્થિતિ કબૂલ કરી છે, અને પોતાનો અભિપ્રાય તેથી વિરુદ્ધ આપ્યો છે.

આ રીતે છત પૂરતી ન હોવાને લીધે ભાવ વધતા અને લોક જરુરથી ઓછું મીઠું ખરીદતા. (સ્ટાર્ક અને ફ્લેમીંગ) ડૉ: ક્રૉફર્ડે બીજા પ્રશ્નોના ઉત્તરમાં કહ્યું હતું કે આખી દુનીઆમાં બંગાળા જેટલું મોંઘું મીઠું ક્યાંય નથી. લોકની આર્થિક સ્થિતિ વિચારતાં તો તેથી પણ મોંઘું ગણાય. ચોખાના ખાનારને મીઠું પુષ્કળ જોઇએ. પણ માથા દીઠ ૮॥ શેર મીઠું જ મળી શકતું. મેંગલ્સ નામના અમલદારે ૧૮૩૦ માં પણ આ જ અભિપ્રાય આપ્યો હતો. થોમસ વૉર્ડને ૧૮૩૦ ની કમીટી રુબરુ સાક્ષી આપતાં આ પ્રમાણે કહ્યું હતું. મલબારમાં મીઠું પડતર કિંમત કરતાં ૬૦૦ ટકા મોંઘું મળતું. બંગાળામાં મલબારથી પણ ૪૦૦ ટકા મોંઘું મળતું. વનસ્પતિઆહારીને નિઃશંક વધારે મીઠું જોઇએ છે. મહેસુલનો સવાલ બાજુએ મૂકીએ તો તો ઇજારાની પદ્ધતિ કાઢી નાખવી એ ઘણું ડહાપણ ભરેલું પગલું છે તેની શંકા નથી. બેબરે અને સ્ટાર્કે પણ એ જ મત આપ્યો હતો. રીડ નામના ચેશાયર (ઇંગ્લંડ)ના એક મીઠાના કારખાનાવાળાએ ૧૮૩૬ માં સાક્ષી આપી હતી, તેમાં ઇંગ્લંડના દાખલા આપી આ મતને ટેકો આપ્યો હતો.

મીઠા પર કર લેવાતો એટલા માટે જ એ પુરતું ખરીદી ન શકાય એવું મોંઘું પડતું એમ નથી. એજન્સીનો ભારે ખર્ચ ચઢવાથી પણ મીઠું બનાવવું મોંઘું પડતું. એબરે એમ પણ કહ્યું હતું કે "એજન્ટોને મળતા અસાધારણ હક્કો દેશીઓ કરતાં યુરોપીઅનોને વિશ્વાસે સોંપવા એ વધારે સહીસલામત છે એમ કહેવાય છે, પણ હું જુદા મતનો છું." ક્રૉફર્ડે પણ કહ્યું હતું કે ખાનગી વ્યક્તિઓ ઘણું સોંઘું મીઠું પુરું પાડી શકે તેમાં શંકા નથી. ઈજારાથી ખપત ઘટતી તે એણે આપેલા નીચેના આંકડાથી જણાશે.

| વર્ષ | વસ્તી હજારની સંખ્યામાં | ખપત હજાર પાઉન્ડ | માથા દીઠ ખપત પાઉન્ડ |
|---|---|---|---|
| ૧૭૯૩ | ૨૪૦૦૦ | ૨૮૬૦૫૪ | ૧૧.૯૦ |
| ૧૮૦૩ | ૨૭૮૪૦ | ૩૧૩૮૨૦ | ૧૧.૨૭ |
| ૧૮૧૩ | ૩૧૭૧૭ | ૩૭૦૩૬૮ | ૧૧.૬૭ |
| ૧૮૨૩ | ૩૫૫૯૩ | ૪૦૭૧૯૧ | ૧૧.૪૪ |
| ૧૮૩૩ | ૪૧૨૬૮ | ૩૬૦૮૬૨ | ૮.૭૪ |
| ૧૮૪૩ | ૪૮૬૦૭ | ૪૩૭૫૯૮ | ૯.૦ |

મીઠાના ભારે ભાવની, વસ્તીના સામાન્ય માણસનાં ઉપજખર્ચ ઉપર, શી અસર થતી, તેની ગણતરી પણ કરવામાં આવી હતી. તે મુજબ એક ખેડુત કુટુંબને બે માસની આવક વરસના ખપ જેટલું મીઠું ખરીદવામાં જતી. કટકના સીવીલ કમીશ્નરે જણાવ્યું હતું કે ગેરકાયદે મીઠું મેળવતાં અટકાવવાની વ્યવસ્થાને લીધે આ પ્રાંતના દેશીઓને પુરતું મીઠું મળતું નથી. ક્રોફર્ડે (૧૮૩૬) પણ વાર્ષિક આવકનો છઠ્ઠો ભાગ મીઠા પાછળ જાય છે એમ જણાવ્યું હતું.

હિંદમાંના સત્તાવાળાઓ મીઠાના દર ઘટાડવા વિરુદ્ધ એમ કહેતા કે મીઠાની માંગ એક સરખી રહે છે. પરંતુ ક્રોફર્ડે કહ્યું હતું કે દરીઆ કાંઠે વહાણમાં મુંબઈ, મદ્રાસ અને બંગાળાના

2

સિપાઇને અનુક્રમે ૪૫, ૧૭ અને ૨૩ પાઉન્ડ મીઠું વાર્ષિક મળે છે. તો ભેજવાળી આબોહવામાં દરીઆઇ હવાથી દૂર મીઠાનાં તત્વ વગરની જમીન પર વસનાર, બીજા સ્વાદ રહિત વનસ્પતિનો આહાર કરનાર, અને ગરીબાઇને લીધે મીઠા વિના બીજા મસાલા ન વાપરી શકનાર રૈયત, મીઠું સોઘું મળે તો, વધારે ખાય એ ખુલ્લું છે. ચંદ્રનગરની ફ્રેંચ સરકાર જોડે ઇ. સ. ૧૮૧૫ માં કરેલી સંધિ મુજબ ઈ. સ. ૧૭૩૩ માં ૪૪૫૩૮ માણસની વસ્તીને ૧૨૦૦૦ મણ, એટલે માથા દીઠ ૨૨ થી ૨૩ પાઉન્ડ, મીઠું પુરું પાડવામાં આવ્યું હતું.

સરકારી ગોલ્હા (વખાર) માંથી નીકળતી વખતે મીઠું ગમે તે જાતનું હોતું હશે, પણ તે પછીથી એ એવું સેળભેળ કરવામાં આવતું કે કચરાના ઢગલામાં અને મીઠામાં ભાગ્યે જ ફેર જણાય. આ સંબંધમાં રાજા રામમોહન રૉયે ઇંગ્લંડમાં ભાષણ આપેલું તેમાંથી ઍલ્વીને ઉતારો કર્યો છે:

"એમાં $\frac{1}{3}$ કે $\frac{1}{2}$ ભાગ માટી ભેળવેલી હોય છે. સારી સ્થિતિના લોક ફરી મીઠું બનાવી સાફ કરે છે, અગર તો પહેલેથી સાફ કરેલું મીઠું બમણી કિંમત આપી ખરીદ કરે છે. પરંતુ આમ કરવાનું ખર્ચ ન વેઠી શકાય એમ હોવાથી ગરીબ લોકને ખરાબ જાતનું મીઠું વાપરવું પડે છે."

આવા સેળ-ભેળવાળા મીઠા સંબંધે બે અંગ્રેજોના લખાણમાંથી પણ આધાર જડે છે.

હરાજીની પદ્ધતિને પરિણામે દેશીઓને પેટા-ઇજારા મળવા લાગ્યા. બહુ ભારે જથામાં મીઠું વેચવાનું હોવાથી કંપની પાસેથી એ ખરીદવાનું મોટા ધનવાન વેપારીઓથી જ બનતું. મોટા મુડીધારીઓ ભેગા મળી સઘળું મીઠું એકી સાથે ખરીદી લેતા. કેટલું મીઠું વેચવાનું છે તે જાહેર કરવામાં આવતું. એટલે કંપની

પાસે ખરીદતાં અને લોકને વેચતાં એઓ મરજી મુજબની શરતો કરતા. કેટલાક જીલ્લાઓમાં ૧૦-૧૨ રૂપીએ મણ મીઠું મળતું. ગરીબ લોક તે વિના ચલાવતા. સને ૧૮૩૬ ની કમીટી સમક્ષ પીકોક તથા ક્રોફર્ડે આ વાત જાહેર કરી હતી. ઇ. સ. ૧૮૩૭ માં પ્રીન્સેપ નામના અમલદારે આવા પેટા-ઇજારા કાઢી નાખવા માટે હરાજીની પદ્ધતિ રદ કરવા ભલામણ કરી. પ્લોડનના સરકારી રિપોર્ટમાં પણ આ જણાવ્યું છે, અને આ પેટા-ઇજારાથી થતા લાભમાં સરકારનો પણ ભાગ હતો એમ એ જણાવે છે.

પોતાના ઇજારાનું રક્ષણ કરવા સરકારે મદ્રાસ અને સીલોનમાંથી આવતા મીઠા ઉપર અંકુશ મૂક્યો. બંગાળામાં વધારે અનાજ થતું, અને મદ્રાસમાં મીઠું થતું. આ બે અગત્યની ખાદ્ય વસ્તુઓ પરસ્પર મોકલવા દેવામાં સરકાર આડે આવતી. કર્નલ કેલ્હ્યુકે આથી ઇજારો કાઢી નાખી છૂટથી વગર કરે વેપાર કરવા દેવાની જરુર પુરવાર કરી હતી. આબોહવાના કારણે બંગાળમાં સારું મીઠું બનતું નહિ. પરંતુ સીલોન અને કોરોમંડળમાં સારું મીઠું બનતું. એ ક્રોફર્ડે પણ કહ્યું હતું. તા. ૧૧-૭-૧૮૨૭ ના ખરીતામાં ડીરેકટરોએ ગવર્નર જનરલને મદ્રાસ અને બંગાળ ઇલાકાઓને મીઠાનો ને અનાજનો અરસપરસ છૂટથી વેપાર કરવા દેવા સંબંધે સંપૂર્ણ વિચાર ચલાવવા લખ્યું હતું.

ઇજારાનું સંરક્ષણ કરવા પરદેશી અને અંગ્રેજી મીઠાના પ્રવેશ પર પણ સખત જાપ્તો રહેતો. ઇ. સ. ૧૮૧૭ પહેલાં મીઠાની આયાત સામે સંપૂર્ણ પ્રતિબંધ હતો. ઇ. સ. ૧૮૧૬ માં ડીરેકટરોએ ગવર્નર જનરલને લખ્યું કે ઇંગ્લંડમાંથી કાયદેસર મીઠાની નીકાસ થઇ શકે છે; માટે આપણી મહેસુલનું રક્ષણ કરવા સઘળા પરદેશી મીઠા પર કેવી રીતની જકાત લેવી તેની યોજના ઘડી મોકલો. આ પરથી દર ૧૦૦ મણ ઉપર રૂ. ૩૦૦ જકાત નાખવામાં આવી.

મીઠું લાવતા વહાણના આવ્યા પછી ત્રણ માસમાં જકાત ભરાવી જોઇએ એવો નિયમ થયો. નહિ તો આખા વહાણના વજન પર જકાત લેવાતી અને કર ન ભરાય તો સત્તાવાળા વહાણમાં આવેલું મીઠું નાશ કરી શકતા. પરિણામે વેપારીઓ સાડાત્રણ માસ સુધી ખેંચી પકડતા, અને પછી પોતાને ફાવતા દરથી એ મીઠું ખરીદતા. રૂ. ૧૪૦–૪૫ ના ભાવના મીઠાના આ રીતે માત્ર રૂ. ૬૦ ઉપજતા. ૧૮૩૬ ની કમીટીની ભલામણ પરથી હરાજીની પ્રથા કાઢી નાખી. ઈંગ્લંડના મીઠાની આયાતને ઉત્તેજન આપવા સરકારી ગોલ્હાઓમાં મુકરર દરે મીઠું વેચાવા લાગ્યું. પરંતુ કર મીઠું વેચાયા પછી લેવાની કંપનીએ ના પાડવાથી ઇંગ્લંડના મીઠાને ઉત્તેજન મળ્યું નહિ.

જીવનની પ્રથમ જરૂરીઆતના પુરતા ઉપયોગ પર આવા સખતમાં સખત અંકુશ હોય ત્યાં લોક ગેરકાયદે મીઠું પકવે તેમ જ ખાય એ સ્વાભાવિક છે. બંગાળામાં પણ એમ જ બનતું. દાણચોરી અને છાની મીઠાની બનાવટ એ એક કળા જ થઇ પડી હતી. જે તેમ ન કરે તેમને તંદુરસ્તીને હાનિકર મોંઘું મીઠું ખાવું પડતું. પરિણામે સરકારી મીઠાની ખપત ઘટી. સને ૧૮૧૭ ના એક ખરીતામાં ડીરેકટરોએ તેનું કારણ દાણચોરી જણાવ્યું હતું. ઇ. સ. ૧૮૨૬ માં એમણે આ દાણચોરી દાબી દેવા લખ્યું.

દાણચોરી અટકાવવા પહેલેથી સખત કાયદા ઘડાયા હતા છતાં જીવનને જરુરની એવી ચીજની દાણચોરી દાબી દેવાની આશા તે આશા જ રહી. દાણચોરી કરી મીઠું બનાવનારા કે વેચનારાને ગુન્હેગાર ગણવામાં આવ્યા હતા. એટલું જ નહિ, પણ જે જમીનદારની જમીનમાં એ કામ થતું તેને પણ જવાબદાર ગણતા. સને ૧૭૭૮ ના મીઠા સંબંધી નિયમોમાં અનુક્રમે, ઇ. સ. ૧૮૦૧, ૧૮૧૯, ૧૮૨૬ અને ૧૮૩૮ માં, વધારા કરી એ પુષ્કળ અસાધારણ સખત કરવામાં આવ્યા હતા. કારખાનું કાઢ્યાની ખબર ન આપવામાં

આવી હોય તો રૂ. ૫૦૦૦ દંડને પાત્ર થવાતું. વળી જે જમીનદારની જમીનમાં એક રાંધવાના વાસણમાં થોડું ખારું પાણી ઉકાળવામાં આવે તેનો રૂ. ૫૦૦ દંડ થતો. જમીન સહીઆરી હોય તો દરેક ભાગીદાર એટલા દંડને પાત્ર થતો. ખોરાકને આથવા મીઠાની રાખ બનાવવા માટે પાણીમાં બોળેલું ઘાસ બાળવું તે ગુન્હો ગણાતો. દરીઆનું પાણી વરાળ થઇ ઉડી જવા કયારો બનાવવો તે પણ ગુન્હો થતો. આ ગુન્હા સાબીત કરવા સીધી રીતનું પ્રમાણ ન હોય તો સંજોગો પરથી ન્યાયાધીશને અનુમાન કરવાની સત્તા હતી.

આ કાયદા સંબંધમાં દેવેન્દ્રનાથ ટાગોરે (સેક્રેટરી, બ્રીટીશ ઇન્ડીઆ એસોસીએશન) ગવર્નર જનરલને અરજ કરી હતી. ૧૮૩૬ માં ચુ સ્ટાર્કે કમીટીને જણાવ્યું હતું કે દાણચોરીનું કારણ ભારે જકાત છે, અને તે ઘટે તો ખાતું દાણચોરી અટકાવી શકે.

કંપનીએ મીઠાના ઇજારાનો એવો તો વહીવટ કર્યો કે બંગાળા ઉપર અસંખ્ય દુઃખ અને અપમાન લાદ્યા પછી પણ વધારે ને વધારે મહેસુલ મેળવવાનો તેમનો હેતુ બર આવ્યો નહિ. બૅન્ટીક જેવાએ પણ એ નીતિનો મહેસુલના કારણે બચાવ કર્યો હતો, તે છતાં તે નીતિથી મહેસુલની ઉપજ કેવી હતી તે નીચેના આંકડા પરથી જણાશે,

| સાલ | વસ્તી (હજારની સંખ્યામાં) | ચોકખી ઉપજ (હજારની સંખ્યામાં) પાઉન્ડ |
|---|---|---|
| ૧૭૯૩–૯૪ | ૨૪૦૦૦ | ૮૦૭ |
| ૧૮૦૩–૦૪ | ૨૭૮૪૦ | ૧૨૨૦ |
| ૧૮૧૩–૧૪ | ૩૧૭૧૭ | ૧૨૨૦ |
| ૧૮૨૩–૨૪ | ૩૫૫૯૩ | ૧૨૯૫ |
| ૧૮૩૩–૩૪ | ૪૧૨૮૮ | ૧૦૨૦ |
| ૧૮૪૩–૪૪ | ૪૮૬૦૭ | ૧૨૭૬ |

આ રીતે વસ્તીમાં થએલા વધારાના હિસાબે મહેસુલ બહુ ઓછું આવતું હતું. છતાં મહેસુલના કારણસર જ આ કરનો બચાવ થતો હતો! કારણ એ હતું જે મીઠાખાતાનું ખર્ચ ઘણું ભારે હતું. વિલાયતમાં દર ૧૦૦ પાઉન્ડમાં ૧૭૫ા. ૩શિ. ખર્ચના જતા. બંગાળામાં પ્રચલિત ઓછામાં ઓછો મીઠાનો દર લઈએ તો તેના અડધથી પણ ઓછું ખર્ચ વિલાયતમાં થતુ. ઇજારો ભારે ખર્ચાળ હોવાથી ઉપરના આંકડામાં માથા દીઠ મીઠાવેરો ઓછો થતો ગયો છે.

સરકારી ઇજારાની પદ્ધતિની નિંદા અનેક સદ્‌ગૃહસ્થોએ કરી છે. ડીરેક્ટરોની કોર્ટે પણ ઇ. સ. ૧૭૬૪ થી ૧૮૩૧ સુધી અવાર-નવાર આ ઇજારાનાં કાળાં તત્વને વખોડી કાઢયાં હતાં. પણ તેથી હિંદીઓને કાંઇ લાભ થાય એમ નહતું.

આ દરમીઆન હિંદ સાથેના વેપારમાં હિત ધરાવનારા ધંધાદારીઓનું ધ્યાન મીઠાના ઇજારા પ્રત્યે પુષ્કળ ખેંચાવા લાગ્યું હતું. ઇંગ્લીશ મીઠાની આયાત ઉપરની ભારે જકાત અને તેને લગતા ગુન્હા સબંધી નિયમો એમના માર્ગમાં મોટા વિઘ્ન રૂપ હતાં. પરિણામે મીઠાના ઉદ્યોગવાળાઓ, વહાણવટાવાળા, લૅંકેશાયરના મીલમાલીકો અને એકંદરે પૂર્વના દેશોમાં ચાલતા વેપાર સાથે સંબંધ ધરાવતા સર્વે વેપારીઓ તરફથી એક બળવાન ચળવળ થઇ. કંપનીના માલીકોને સંતોષવા માટે મીઠાની આયાત કરવા માગતા એક જણે એવું બતાવી આપ્યું કે ઇંગ્લંડથી મીઠું આયાત કરવાને બદલે બંગાળામાં મીઠું બનાવવાથી કંપનીને ભારે ખોટ જતી હતી. એલ્વીન ડૉસ એન્ડ કું. (મીરજાપુર) તથા એલ્વીન એન્ડ કું. (કલકત્તા) ની પેઢીઓના પ્રતિનિધિ એલ્વીને વિલાયતની 'ચેશાયર સોલ્ટ ચૅમ્બર ઓફ કૉમર્સને' એક લાંબો પત્ર લખ્યો હતો:-

મીઠાના ઈજારાથી ઉત્પન્ન થએલાં દુઃખ અને દુષ્ટ પરિણામની વાત કોરાણે મૂકો. છતાં સરકારે પોતે મીઠું બનાવવું છોડી દઈ આયાત થતા અને દેશઅંદર બનતા મીઠા ઉપર જકાત નાખીને જે મહેસુલ ઉપજાવી હોત, તેટલી મીઠાના ઉદ્યોગનો ઇજારો પોતે રાખીને ઉપજાવી છે કે કેમ એની મને શંકા છે. આર્થિક દૃષ્ટિએ જોતાં કંપનીનો મીઠાનો ઉદ્યોગ સંપૂર્ણપણે નિષ્ફળ ગયો છે. ઇજારાના મીઠાના ભાવ પણ એવા નિયમથી નક્કી થાય છે કે આયાત થએલું મીઠું જકાત સાથે જે ભાવે પડે તેથી ઈજારાના ભાવ ઓછા ન હોવા જોઇએ. મીઠાની આયાત ઉપર એક મણે રૂા. ૩ જકાત છે. તેટલો ચોકખો નફો કંપનીને ન થતો હોય તો મહેસૂલની નજરે પણ ઇજારો ચાલુ રાખવા કારણ નથી. ઇ. સ. ૧૭૯૩–૯૪ થી ૧૮૪૪–૪૫ સુધીમાં ૨૩,૭૩,૪૭,૫૫૪ મણ મીઠું બનાવવામાં આવ્યું હતું. તે ઉપર રૂ. ૩ ના દરથી રૂા. ૭૧,૨૦,૪૨,૬૬૨ મહેસુલ આવવું જોઇએ. પરંતુ ચોકખી ઉપજ રૂા. ૬૦,૬૨,૬૮,૨૮૦ હતી. કંપનીને બ્રીટીશ મીઠું આયાત કરવાને બદલે જાતે મીઠું બનાવવાથી રૂા. ૧૦,૫૭,૭૪,૩૮૨ ની ખોટ ગઈ. ચોકખી મહેસુલના ઓછામાં ઓછા ૨૫ ટકા બનાવવાનું ને ૬½ ટકા મહેસુલ ઉઘરાવવાનું ખર્ચ છે. આ રીતે હાલની પ્રથા અતિખર્ચાળ હોવાથી મહેસુલને નુકશાન છે. કંપનીના આંકડા મુજબ રૂા. ૧ મીઠું બનાવવાનો ખર્ચ છે. એટલે એક ટનના ૫૪ શી. ૬ પે. પડયા. પરંતુ ઈંગ્લંડનું સૌથી સરસ મીઠું એક ટને ૨૦ શીલીંગ લેખે બને છે તે ઉપર ૨૦ શીલીંગ નુરના અને ૪ શી. વીમા વગેરે ખર્ચના ચઢતાં કુલ ૪૪ શી. ખર્ચ પડે. આ રીતે ઈંગ્લીશ મીઠું ૧૦ શિ. ૬ પે. નો ફાયદો કરી શકે."

આવી રીતે લાગલાગટ અને વધતા પ્રમાણમાં કંપનીના ઈજારાની ચર્ચા તથા નિંદા ૧૯મી સદીના ત્રીજા દશકામાં થવા લાગી. કંપનીના ડીરેક્ટરોએ પોતેજ ૨૦–૬–૧૮૨૯ના ખરીતામાં

લખ્યું હતું કે “ અમારું ધારવું એવું છે કે ગુંચવાડા ભરેલી અને સૌથી ખર્ચાળ વ્યવસ્થાવાળો બંગાળનો મીઠાનો ઉદ્યોગ બંધ કરી દરીઆકાંઠેથી બધી માંગ પૂરી કરવી એ વધારે પસંદ કરવા જેવું છે.

ઇ. સ. ૧૮૩૦ની લૉર્ડઝની સીલેકટ કમીટીએ તથા ૧૮૩૨ ની કૉમન્સની સીલેકટ કમીટીએ આ ઇજારો છોડી દઇ બીજી સગવડવાળી વ્યવસ્થા કરવાનો પ્રશ્ન ધ્યાનપૂર્વક ચર્ચ્યો હતો. પણ તાબાની પ્રજાની સુખાકારી કરતાં રાજનું મહેસુલ વધારે અગત્યનું હોવાથી એ મહેસુલ પુરું કરવાનો રસ્તો બતાવવાનું કહેવામાં આવતાં ઇજારાના વિરોધીઓ વિમાસણમાં પડી જતા. કૉરોમંડળ, મલબાર, સીલોન, ઇરાનનો અખાત અને છેક ગ્રેટ બ્રિટનથી સસ્તું મીઠું આવે–આ સઘળું સમજવા છતાં ઇજારો કાઢી નાખી સરાસરી ૧૬૦,૦૦,૦૦૦ પાઉન્ડનું મહેસુલ જતું કરવાની ભલામણ ૧૮૩૨ની કમીટી ન કરી શકી. એણે આવો વચલો રસ્તો કાઢયો:

“ દેશનો ઉદ્યોગ એકદમ બંધ કરવો સલાહભર્યો નથી; અને જ્યારે એ ઉદ્યોગ ચાલુ હોય ત્યારે તથા ભાવ સરકારના કાબુ હેઠળ હોય ત્યારે, મીઠાના ભારે જથાની આયાત વાસ્તે અંગત સાહસ કરનાર ઉપર ભરોંસો રાખી શકાય કે કેમ એ શંકા–ભરેલું છે. એટલે શરૂઆત દાખલ, સરકારે જાહેરાત આપી ટનનો દર ઠરાવી તે પ્રમાણે કલકતા બંદરની ગોદીમાં માલ લેવા કરાર કરવો. આમ કરવાથી જ્યાં ઉદ્યોગ ખર્ચાળ છે અને મજુર વર્ગને જોખમ છે, ત્યાંના જીલ્લાઓથી માંડીને ધીમે ધીમે મીઠાનો ઉદ્યોગ કમી થઇ જશે. અંતે ખપતા મીઠાનું એટલું મોટું પ્રમાણ બહાર થી આયાત થવા લાગશે, કે જકાત લઇ છૂટથી મીઠું આયાત થવા દેવું તથા જે જીલ્લામાં ફાયદાકારક રીતે ધંધો ચાલી શકે ત્યાં ચલાવવા દેવો, એ સહીસલામત ગણાશે. આ વ્યવસ્થાથી જીવનને અનિવાર્ય મીઠું લોકને સસ્તું અને પુરતું મળશે. ”

આમ છતાં પાર્લામેન્ટના એક સભ્યે ઇજારો કાઢી નાખવાની દરખાસ્ત કરી. સરકાર પોતે એ સવાલ હાથ ધરશે એમ હિંદી પ્રધાને ખાતરી આપવાથી દરખાસ્ત પાછી ખેંચાઇ, પરંતુ યુક્તિ ખાતરજ એ ખાતરી અપાએલી હોવાથી કાંઇ પરિણામ આવ્યું નહિ. ઇ. સ. ૧૮૩૩માં કંપનીને ફરી ચાર્ટર ( પટો ) કરી આપ્યો. એમાં કંપનીને હિંદમાંનાં મુલક, મીલકત, મહેસુલ વગેરે સંબંધે રાણી સરકારની ટ્રસ્ટી ગણવામાં આવી; અને તા. ૨૨–૪–૧૮૩૪ પછી સઘળો વેપાર ઉતાવળે આટોપી લેવા જણાવવામાં આવ્યું.

છતાં મીઠાના ઉદ્યોગના ઇજારા બાબતે એ ચાર્ટરનો અમલ થયો નહિ. તોપણ સાહસિકોની ખોટ ન હતી. એટલે નાના નાના જથામાં ઇંગ્લીશ મીઠું આવવા લાગ્યું. સ્મીથસન હોલ્ડસ્વર્થની કું.એ કલકત્તામાં આર. કેર અને કું.ને નામે શાખા ખોલી. તેનો ધંધો ઘરખાતે ઉપયોગની ચીજો પુરી પાડવાનો હતો. મોંઘા મીઠાથી ધંધાને ધોકો લાગે એમ હોવાથી માંસાદિને સાચવી રાખવામાં જોઇતું મીઠું વગર જકાતે મળવા એમણે અરજ કરી. હિંદ અને વિલાયતના સત્તાવાળાઓ વચ્ચે પુષ્કળ પત્ર વ્યવહાર થયા પછી ડીરેકટરોએ ૯–૧૨–૧૮૩૫ના પત્રમાં હિંદની કસ્ટમબોર્ડ વિરૂદ્ધ હોવા છતાં મંજુરી આપવા જણાવ્યું.

પરંતુ આટલી છૂટથી ચેશાયર અને નૉર્થવીચનાં પરગણાંમાં ઉત્પન્ન થતું બધું વધારાનું મીઠું લાવી શકાય એમ ન હતું. ઇ. સ. ૧૮૩૬ની કમીટી સમક્ષ 'ચેશાયર સૉલ્ટ ચૅમ્બર ઓફ કૉમર્સ' ના આગલા પ્રમુખ, વીલીયમ વર્ધીંગ્ટનની અને એક વેપારી અલેકઝાંડર રીડની જે જુબાની પડી હતી, તે ઉપરથી ઇંગ્લીશ મીઠાનાં કારખાનાં વાળા હિંદ સર કરવા કેવા આતુર હતા તે જણાય છે. ઇ. સ. ૧૮૨૫ માં વિલાયતમાં મીઠા વેરો

રદ થયો. તે પછી કારખાનાં તેમજ વેપાર વધ્યાં અને ભાવ પણ ઘટયા હતા. ત્યાંનાં કારખાનાંની સંખ્યામાં વધારો કર્યા વિના વધારે મીઠું ઉત્પન્ન થાય એમ હતું, એટલે કાપડ અને લોઢાના વેપારીઓને 'ઔદ્યોગિક ક્રાન્તિ' ને અંગે ઇંગ્લંડમાં ખપતાં ઘણોજ માલ વધતો, તે હિંદ મોકલવા છૂટ છે, તે અમને નથી—એવી વિલાયતના મીઠાના ઉદ્યોગવાળાની ફરીઆદ હતી. એમણે ડીરેક્ટરો પાસે ઇજારો નાબુદ કરાવવા વ્યવસ્થિત પ્રયત્નો કર્યા. પાર્લામેન્ટમાં આવેલી દરખાસ્ત પણ એમને આભારી હોવી જોઇએ. પરંતુ કંપની ઇજારો છોડી દેવા નાખુશ હતી. અલેઝાન્ડર રીડે લીવરપુલનું મીઠું ૯૦ના ભાવથી પુરૂં પાડવાનું ટેન્ડર મોકલ્યું હતું, તે કંપનીએ સ્વીકાર્યું ન હતું. મદ્રાસ, કટક અને લીવરપુલના મીઠાના કલકતાના બજારભાવ આપી એમાં ફાયદો નથી, એમ કંપની તરફથી કમીટીને સમજાવવામાં આવ્યું હતું.

અંગ્રેજ મીઠાવાળા સામે ગમે તેટલો કંપનીનો વિરોધ હતો, તે છતાં ઇ. સ. ૮૩૬ ની કમીટીએ પાર્લામેન્ટને ઇજારાની વિરૂદ્ધ રિપોર્ટ કર્યો. પરદેશના મીઠા પર જકાત લેવાથી આવક પુરતી થાય એવો એ કમિટિનો અભિપ્રાય હતો. મુકરર સમયે જાહેર વેચાણ કરવાની પદ્ધતિને બદલે નક્કી કરેલા દરે ઓછામાં ઓછા ૧૦૦ મણના જથામાં સરકારી ગોલ્હામાંથી પડતર કિંમત ઉપર જકાત ચઢાવીને મીઠું વેચવા એમણે ભલામણ કરી. મહેસુલની જરુર ધ્યાનમાં રાખી જકાતનો દર જેમ બને તેમ નીચો અને પાછલાં દસ વરસના ચોકખા નફાની સરાસરી મુજબ રાખવો એમ કહ્યું. આ ભલામણોનો હેતુ ઇજારાનાં દુષ્ટમાં દુષ્ટ પરિણામ દૂર કરવા સાથે વિલાયતના મીઠાના ઉદ્યોગને માર્ગ ઉઘાડી આપવાનો હતો!

આ વેપાર વધારવામાં વહાણુવટાના વેપારીઓને પણ ઘણો ફાયદો હતો. તે કમીટીની જાણમાં હતું. વહાણનું સમતોલપણું જાળવવા

મીઠું 'બાલાસ્ટ' (Ballast) તરીકે કામ લાગતું, તેમ ભાડું પણ મળતું. ૫૦૦ થી ૬૦૦ પાઉન્ડનું ભાડું મેળવવા જેટલો માલ લેવા કલકત્તે જનારા વહાણને લીવરપુલમાં ચારથી છ અઠવાડીઆં રોકાવું પડે. મીઠું ભરીને એ થોડા જ દિવસમાં પાછું ઉપડી શકે; એટલે સસ્તે ભાડે લઇ જાય તોપણ પોષાય. વહાણપર મીઠું લાવવાથી 'ડ્રાય રૉટ' નામના રોગથી થતું નુકશાન અટકતું. કલકત્તેથી પાછા ફરતાં સારૂં ભાડું મળે એમ હોય તો એકલું મીઠું ટને ૨૦ શીલીંગના નુરથી ભરી લાવવું પોષાય એમ હતું. વહાણમાં 'ડેડવેઇટ' (Dead weight) તરીકે ધાતુઓ લઇ જવાની તેના દરમાં થએલા વધારાથી હવે મીઠું લાવવું સુગમ હતું. કેટલાક વહાણવટીઓને 'બાલાસ્ટ' ખરીદવું પડતું. તે મીઠું લઇ જવાનું મળે તો બચી જાય. કેટલાંક વહાણને—ખાસ કરી મુંબઇ આવતા વહાણને પોતાની શક્તિ જેટલું વજન લઇ જવા મળતું નહિ. તેથી કલકત્તાનો વેપાર વધે તો મીઠું પણ લઇ જવાય એવી એમની ઉમેદ હતી.

કમીટીનો રિપોર્ટ મળે તે પહેલાં ઘણી ભલામણો અમલમાં મૂકાઇ હતી. એની ભલામણ અનુસાર તા. ૨૦-૯-૧૮૪૩ ના ખરીતામાં ડીરેકટરોએ મીઠાના ભાવ મુકરર કરવાની રીત લખી જણાવી: ભવિષ્યમાં મીઠાનું મહેસુલ હાલની સરાસરી મુજબ રહે. આયાત થતા મીઠા પરની જકાત ગયા દસ વરસમાં કંપનીને ઇજારામાંથી થએલા ચોકખા નફાની સરાસરીથી વધે નહિ. ચોકખી મહેસુલનો આંકડો કાઢવા સારુ કુલ ઉત્પન્નમાંથી મીઠું બનાવ્યાનું ખર્ચ તથા વાહનખર્ચ ઉપરાંત મહેસુલ ઉઘરાતનું તથા ગુન્હાની અટકાયતના ખાતાનું ખર્ચ પણ બાદ થતું. વરસની શરુઆતમાં જકાતબોર્ડ દરેકે દરેક એજન્સી દીઠ મીઠાની પડતર કીંમત કાઢી, તેમાં જકાત ઉમેરી, બીજે વરસે વેચવાના મીઠાના ભાવ નક્કી કરતી.

આનું પરિણામ શું આવ્યું તે ૧૮૫૩ ની સીલેકટ કમીટી

સમક્ષ પ્રીડો નામના અમલદારે આપેલી જુબાનીથી જણાય છે. "આયાત થતા મીઠાને ગેરવ્યાજબી લાભ મળે એવી રીતે મીઠાના વેચાણભાવ નક્કી થાય છે. પડતર કીંમત ગણવામાં થતી ભૂલ ગવર્નર જનરલે ડીરેક્ટરોને લખેલા ૧૭–૯–૩૨ ના પત્રમાં બતાવી છે: 'તેથી પરદેશી મીઠાભણી પક્ષપાત બતાવાય છે, અને એ બંગાળી મીઠાને બજારમાંથી હાંકી કાઢશે.' સરકાર ઉદ્યોગ હાથ ધરે તે હંમેશ ખર્ચાળ હોય જ અને પેટા–દલાલ અચૂક પૈસા કઢાવે. આથી તથા દાણચોરી અટકાવવા અને બીજી જકાતની માફકજ આ વેરો ઉઘરાવવામાં થતું ખર્ચ તે ઉદ્યોગ ખાતે ચઢાવાય છે તેથી મીઠું મોઘું પડતું કહેવાય છે."

હિંદ સરકારના હોમ ડીપાર્ટમેન્ટના સેક્રેટરી હૉલીડેએ જુબાનીમાં કહ્યું હતું કે આરાકાનનું મીઠું રૂ. ૫૨ નું ૧૦૦ મણ પડે છે, ત્યારે ચૉવીસ પરગણાનું રૂ. ૧૦૭ લેખે પડે છે. પરંતુ સને ૧૭૭૩ ની કમીટી રુબરુ મી. બોલ્ટ્સે જણાવ્યું હતું કે સરકાર વચમાં પડી તે પહેલાં, ઈ. સ. ૧૭૬૫ માં ચાર આને મણ મીઠું પડતું. યુરોપીઅન તરીકે કેટલી અગવડો છતાં વાહનખર્ચ સાથે રૂ. ૫૫ ની પડતર કિંમતે એણે પોતે કલકત્તામાં દેશી મીઠું આણ્યું હતું. આ રીતે ઈંગ્લંડથી આયાત થતા મીઠાના ઓછામાં ઓછા દરથી પણ રૂ. ૨૫–૩૦ જેટલો આ દર ઓછો છે. પડતર કિંમત જાણ્યે અજાણ્યે ખોટી રીતે ગણવામાં આવતી; તે ઉપરાંત સરકારી ઈજારાનો વહીવટજ એવો ઉડાઉ ખર્ચવાળો હતો કે ચૅશાયરનાં ખાનગી કારખાનાંવાળાને સહેજે મોટો લાભ રહે. પણ દેશી તેમજ પરદેશી મીઠા પરથી જકાત કાઢી નાખવામાં આવે તો દેશી મીઠું સોંઘું પડે અને બંગાળામાં એક અઘોળ મીઠું પણ પરદેશથી આવે નહિ. આ રીતે સરકારે અખત્યાર કરેલી પદ્ધતિ, આયાત કરનારને નહિ, પણ મીઠાના વાપરનારને નુકશાન કરતી. ધીમે ધીમે બ્યવસ્થાસર દેશની અંદર એકસાઇઝ કર લેવાની

પ્રથા દાખલ થાય તો પણ, દેશી મોંઘું પરદેશી મીઠાથી સસ્તું પડે. ( હૅાલીડે )

અંગ્રેજ ધંધાદારીઓના હિંદી બજાર સર કરવાના પ્રયત્નો નિશ્ચયપૂર્વક ચાલુ હતા. એટલે પોતાના ઉડાઉ ખર્ચને લીધે દેશી ઉદ્યોગ અંગ્રેજ હરીફ આગળ ન ટકી શકવા નિર્માએલો જ હતો. એ નીચેના આંકડાથી જણાશેઃ–

કલકત્તામાં થએલી બ્રીટીશ મીઠાની આયાત

| સાલ | મણ |
|---|---|
| ૧૮૪૫–૪૬ | ૫૦૨૬૧૬ |
| ૧૮૪૬–૪૭ | ૩૫૨૮૩૫ |
| ૧૮૪૭–૪૮ | ૭૫૨૯૯૮ |
| ૧૮૪૮–૪૯ | ૪૫૯૮૦૩ |
| ૧૮૪૯–૫૦ | ૬૯૪૪૪૭ |
| ૧૮૫૦–૫૧ | ૧૦૧૨૬૯૮ |
| ૧૮૫૧–૫૨ | ૧૮૫૦૭૬૨ |

આજ વખતે પરદેશી મીઠાની કૂલ આયાતમાં નીચે મુજબ વધારો થયો.

| | |
|---|---|
| ૧૮૩૫ | ૨૮૪૮૫૮ |
| ૧૮૫૧–૫૨ | ૨૯૨૬૮૬૬ |

મતલબ કે સ્થિતિ ભયંકર હતી. એટલે, મીઠાના દર ગણવામાં થતી ભૂલ સંબંધે, મહેસૂલ બોર્ડના લખાણ ઉપરથી, ડેલહાઉસીએ ૧૧–૧૦–૧૮૫૨ ના પત્રમાં ડીરેક્ટરોને વિગતવાર લખી દેશીઓને થતો અન્યાય બેધડક દૂર કરવા લખ્યું. ડીરેક્ટરોએ શું પગલાં લીધાં તે જાણવામાં નથી. પરંતુ બંગાળામાં ખપતું બધું મીઠું બહારથી પૂરું પડી શકે એમ હતું ( ઍલ્વીન–૧૮૫૩); આથી ડેલહાઉસીની ઇચ્છા વિરૂદ્ધ મીઠાની વધતી જતી આયાત સંબંધે સ્થિતિ બદલાયા વિનાની જ રહી ગઇ એમ જણાય છે.

આજ અરસામાં જયોર્જ પ્રીન્સેપ નામના માણસે અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે મીઠું બનાવવા માથે લીધું. મોલુંઘીના મીઠાથી ચડીઆતું હોવા છતાં, એ મીઠું સરકારને એના ચાલુ ભાવે આપવા, પ્રીન્સેપ તૈયાર થયો; નારાયણપુર અને ગોરઢામાં કારખાનાં કાઢયાં; ને સરકારે રૂા. ૩૨૦૦૦ એને ધીર્યા. સૉલ્ટબોર્ડના મુખ્ય સભ્ય મી. પાર્કર ઈજારાની જ તરફેણમાં હતા; છતાં જે સ્થળે મીઠું બને ત્યાં એકસાઈઝ કર લેવા કબુલ થયા. આ મીઠું સારી જાતનું હતું ને સરકારને ઉપજ પણ વિશેષ આપે એમ હતું. પરંતુ જ્યારે આ યોજના ડીરેકટરોને મોકલવામાં આવી ત્યારે તેમણે એકદમ નામંજુર કરી કાઢી નાખી. ઇ. સ. ૧૮૪૭માં પ્રીન્સેપના અનુયાયીઓને રજા મળી. દેશી રીતનાં કારખાનાં માટે ઈજારા પદ્ધતિ જ ચાલુ હતી.

આ રીતે કંપનીને ઈજારાની લગામ ઢીલી મૂકવાનું સલાહભર્યું લાગ્યું. એટલે અંગ્રેજી મીઠાવાળાઓએ બધું મીઠું બંગાળને પૂરું પાડવાની રજા મેળવવા ફરી પ્રયત્ન આદર્યા, બંગાળના કોઈ સ્થળને બદલે ચેશાયર જ બંગાળાના લોકને સ્વાભાવિક અને ફાયદાકારક છે એમ જણાવવામાં આવ્યું. કંપનીનો પટો નવો કરી આપવાનો સમય પાસે હતો. કંપનીની સત્તાની ટીકા-હિંદનું ભલું કરવાની ઉત્કંઠા આસપાસ વાતાવરણમાં હતી! તે વખતે માનચેસ્ટરના વેપારીવર્ગે હિંદની વિશાળ પ્રજાને સારૂ વ્યાજબી દરનું મીઠું અત્યંત અગત્યનું છે એમ જણાવ્યું. એક ટન ઉપર ૭ પાઉન્ડની એટલે પડતર કિંમત ઉપર ૨૦૦૦ ટકાની, જકાત બહુ ભારે હોવાથી એ કાઢી નંખાવવાની તજવીજ કરવામાં આવી. એવી ગણતરી કરવામાં આવી કે હિંદને ૮૦૦૦૦૦ ટન મીઠું જરૂરનું છે, છતાં ૭ પાઉન્ડની ભારે જકાતને લીધે ૫૦૦૦૦ ટન જ મીઠું જઇ શકે છે. બીજી વેપારી ચેમ્બરોએ ઠરાવ કરી મોકલ્યા કે દેશી તેમજ બ્રિટીશ મીઠા માટે ખુલ્લું દ્વાર રાખવું. રોમેશચંદ્ર દત્ત કહે છે તેમ, આમ બંને પરથી

જકાત ઉઠી ગઇ હોત તો ઠીક થાત. પરિણામ ઇંગ્લંડના કારખાનાં-વાળાના ધાર્યાથી જુદું જ આવ્યું હોત.

બંગાળાનો મીઠાનો ઉદ્યોગ સુંદરવનમાંથી ચેશાયરમાં જઈ રહ્યો, તે અરસામાં ઇ. સ ૧૮૫૩માં કંપનીને નવો પટો કરી આપવામાં આવ્યો. તેના ૪૫મા ફકરામાં એવું ફરમાન હતું કે કંપનીએ તા. ૧-૫-૧૮૫૬થી મીઠું બનાવવાનું મૂકી દેવું, અને હરકોઈને મીઠાનો ઉદ્યોગ યોગ્ય એકસાઇઝ જકાત લઇ કરવા દેવો. પરંતુ એ ફકરો લૅાર્ડ્ઝની સભામાં કમી કરવામાં આવ્યો. છતાં ઇજારાની પદ્ધતિ ઉપર ભવિષ્યમાં હુમલા થાય એવી ડીરેકટરોને બીક લાગી, તેથી તેમણે તે સંબંધે હિંદ સરકાર પાસેથી અભિપ્રાય મંગાવ્યો. હિંદ સરકારે પ્લોડન નામના અમલદારને ઇ. સ. ૧૮૫૩માં ખાસ આ તપાસ માટે નીમ્યો, તેણે મુંબઈ, મદ્રાસ અને બંગાળાનાં કારખાનાંની, ૫૪ની સાલની મીઠાની મોસમ દરમીઆન મુલાકાત લીધી; અને આ વિષયનું સઘળું સાહિત્ય તથા પત્રવ્યવહાર વાંચ્યાં. બીજાં સરકારી કામમાં રોકાએલ રહેવાથી એનો રિપોર્ટ '૫૬ની સાલમાં આવ્યો.

દરમીઆન બંગાળાની સરકાર ડીરેકટરોના ઉપર કહેલા ખરીતા પછી એકસાઇઝ પદ્ધતિના મતની થઇ હતી. ૨૪-પરગણામાં ઔરંઝમાં એ પદ્ધતિએ ઉદ્યોગ ચલાવવા છૂટ આપી. બે લાઇસન્સદારે એકસાઇઝની પદ્ધતિ પ્રમાણે કામ શરૂ કર્યું ને ૨૦-૨૫ હજાર મણ મીઠું બનાવી આપ્યું. સરકારી જથા ખૂટી જવા આવ્યા હતા તે સરકારી ઇજારાની રીતે ભરી દેવા સૉલ્ટબોર્ડે ભલામણ કરી. બંગાળ સરકારે ના કહી તો ખરી. પણ હિંદ સરકારના દબાણને વશ થઇ તેમ કરવું પડયું. ૨૪-પરગણામાં પૂર્વભાગ ઇજારા માટે અને પશ્ચિમભાગ એકસાઇઝ પદ્ધતિ માટે રાખ્યો.

મીઠાના ઉદ્યોગની ખાસ તપાસ માટે નીમાએલા અમલદાર પ્લોડને એકસાઈઝ પધ્ધતિ અખત્યાર કરવા ખાસ સખત ભલામણ કરી. સરકારી ઇજારો કાઢી નાખી એકસાઇઝ પધ્ધતિ દાખલ કરવાથી ખરાબી થશે એ શંકાના એણે ઉત્તર આપ્યા છે.

એમ કહેવાતું હતું કે (૧) એકસાઇઝથી-ખાનગી ઉદ્યોગથી મીઠાની છત અનિયમિત અને અવ્યવસ્થિત થઈ જશે. (૨) મુડી-ધારીઓ મીઠું પુરું પાડવાનો ઇજારો લઇ બેસશે. (૩) મોલુંઘીને દાણચોરી માટે મુડીધારી જોડે મળી જવાથી વિશેષ સવડ મળશે. આ શંકાના એણે ઉત્તર આપ્યા તેઃ-(૧) બીજી કોઇ વસ્તુની સરખામણીમાં મીઠા વિષે એવું કાંઇ ખાસ નથી કે જેથી માંગ હોવા છતાં છત ઓછી રહે. (૨) કાપડ કે એવા બીજા વેપારમાં કોઇ ઇજારો લઇ પડતું નથી. ઉલટું હિંદ અગર પરદેશના મીઠાની આયાતથી આવો ઇજારો અટકી જશે, અને રજપુતાનાનું મીઠું પણ સહેજ લાભ દેખાડતાં બંગાળના બજારમાં આવશે. (૩) અત્યારે હિંદી અમલદાર અને મોલુંઘીની એક ગાંઠ છે. એકસાઈઝ પદ્ધતિથી મોલુંઘી, મુડીધારી અને અટકાયતખાતાના અમલદાર, એ ત્રણને ભેગા થવું પડશે. એ વિશેષ મુશ્કેલ છે. ખાતાનું ખર્ચ ઘટાડવા અને મહેસુલની સહીસલામતી માટે પરવાનો આપી નિયમ બાંધી, તે અનુસાર ઉદ્યોગ ચલાવવા છૂટ આપવી.

આવી ભારે વકીલાત પ્લોડને કરી. પણ તેથી સરકારનો એ ઉદ્યોગનો ઇજારો અટકયો નહિ. ઇ. સ. ૧૮૫૯-૬૦માં સરકારી ઉદ્યોગ અને એકસાઇઝ પધ્ધતિની દેખરેખ નીચેનો પરવાનાથી થતો ખાનગી ઉદ્યોગ બંને ચાલુ હતા. પરંતુ સને ૧૮૬૩માં સરકારી કારખાનાં બંધ પડયા પછી પણ વખારોમાં માલ એટલો બધો હતો કે પછીનાં દસ વરસ સુધી મૂળ કરતાં હલકે ભાવે સરકારે મીઠું વેચ્યું હતું.

પરંતુ સરકારે પોતાનો ઇજારો સંકેલી લેવા માંડયો તે દરમીઆન એકસાઇઝ પધ્ધતિ કાંઇ એટલી બધી પ્રચાર પામી ન હતી. એ પદ્ધતિએ સને ૧૮૪૮–૪૯ માં ૧૬ હજાર મણ મીઠું બન્યું હતું, અને સને ૧૮૬૯–૭૦માં ૧૩૭ હજાર મણ બન્યું હતું. પરંતુ તેજ વરસોમાં પરદેશથી અનુક્રમે ૧૬૧૦ હજાર અને ૭૪૨૭ હજાર મણ આયાત થઈ હતી. આ રીતે પરદેશથી થતી આયાત વધતી જતી હતી, એટલે એકસાઇઝની યોજનાના વિકાસને અવકાશ જુજ હતો. તેવીજ રીતે સરકારી મીઠાનો ઉપાડ પણ બહુ ઘટયો હતો. ઈ. સ. ૧૮૬૧–૬૨ના પાર્લામેન્ટ ને કરવામાં આવેલા રિપાર્ટમાં જ કબુલ કર્યું હતું જે પરદેશના, ખાસ કરી લીવરપુલના, મીઠાએ સરકારી ઉદ્યોગની પદ્ધતિએ બનતા મીઠાનું સ્થાન લઇ લીધું છે.

આજ પહેલાં લોક પરદેશી મીઠું લેતાં અચકતા હતા. કારણ કે એ દરીઆમાર્ગે આવતું તથા એ કેવી રીતે બનતું એ એમની જાણ બહાર હતું. પરંતુ લીવરપુલના મીઠાના સોંઘા ભાવથી એ સૌ પૂર્વગ્રહ નાશ પામી ગયા. સરકારને આ ફેરફારથી સંતોષ થયો, કારણ કે લોકને પુષ્કળ મીઠું મળતું હતું અને એમને પુરતી મહેસુલ ઉપજતી હતી. તેથી મીઠું કયાંથી પૂરું પડે છે એ એમને જોવા જરૂર ન હતી !

સરકારે પોતાની ચીતાગોંગની એજન્સી બંધ કરી, ને હીજેલે તથા તુમલૂકની એજન્સીઓ એક કરી નાખી, કટકમાં સૂર્યના તાપે મીઠું પકવાતું તે બંધ કર્યું, ઉકાળીને બનાવાતા મીઠાના ઉત્પન્ન પર પણ અંકુશ નાખ્યો. આબકારી દેખરેખ નીચે મીઠું પકવવાના નિયમ ઘડાયા. ઈ. સ. ૧૮૬૩માં સરકારે પોતાનો ઉદ્યોગ બંધ કર્યો. વળી સરકારી ગોલ્હા પરજ મીઠું વેચાતું. એટલે વાહનનાં સાધન જુજ અને જુની ઢબનાં હોવાથી મીઠું મોંઘું પડતું.

પરિણામે ગોરખપુર અને બકસરનાં બજારમાં, અને નદીમાર્ગે ઉત્તર અયોધ્યા પ્રાંતમાં પણ, ચેશાયરનું મીઠું વેચાવા લાગ્યું.

ઇ. સ. ૧૮૬૩માં સરકારે મીઠાનો ઉદ્યોગ બંધ કર્યો. એટલે સઘળા મોલુંઘીઓ નિરુદ્યમી બની ગયા. તેમની પાસે જમીન ન હતી. તેઓ સરકારના ઉદ્યોગ પર જ નિર્વાહ કરતા. તેથી ખેતી કામમાં પારકી મજુરી કરવી એ એક માર્ગ રહ્યો. ઇ. સ. ૧૮૬૬માં બંગાળ અને ઓઢિયામાં ભારે દુકાળ પડયો. તેનો પહેલો કારી ઘા એ નિરુદ્યમી મોલુંઘીઓ પર જ થયો. સને ૧૮૭૧ની કમીટી સમક્ષ રેવન્યુબોર્ડના સેક્રેટરીએ જણાવ્યું હતું કે એમાંનો મોટો ભાગ આ પૃથ્વી પરથી મરી પરવાર્યો. લોકને પણ દેશી મીઠું ખાવાની ટેવ હતી. સરકારે ઉદ્યોગ બંધ કરવાથી એમને પરદેશી મીઠું ખાવું પડયું, એ સેક્રેટરી મી. બીડને જણાવ્યું છે.

મીઠાવેરો અને મીઠાના ઉદ્યોગના વહીવટ વિષે ઉપર પુરતું કહેવામાં આવ્યું છે હવે આપણે વિષયની બીજી બાજુઓ જોઇએ.

આ અરસામાં કલકત્તાની બ્રીટીશ ઈંડિઆ એસોસીએશને સરકારને એક અરજી કરી. મીઠાના વેચાણના દર આપખુદીથી મુકરર થતા, તેથી પરદેશી મીઠું દેશમાં પ્રસરી શકતું; ખાનારને ઘણી મુશ્કેલી નડતી આબકારી અમલદારોને ન્યાય કરવાની સત્તા આપવામાં આવતી. આ સૌ વિષે ફરીઆદ એ અરજીમાં કરી હતી. છેવટે જણાવ્યું હતું કે મીઠું જીવનને આવશ્યક ચીજ છે; માટે તે ઉપરથી જકાત જેમ બને તેમ જલદી સમૂળગી કાઢી નાખવી જોઇએ.

ઇ. સ. ૧૮૧૭ માં ડીરેકટરોની ભલામણથી પરદેશથી-બંગાળ બહારથી આવતું મીઠું અટકાવવા આયાતવેરો રૂા. ૩ા રાખવામાં આવ્યો હતો. તે ઇ. સ. ૧૮૪૪ માં રૂા. ૩ થયો. એ ઘટાડવાના ત્રણ હેતુ હતા. જોઇતું મીઠું પુરતા પ્રમાણમાં લોક ખરીદી શકે અને દાણચોરીથી થતા ઉદ્યોગ અને વેપાર અટકે. વળી બદલે લોક નાદુરસ્ત ચીજ ખાતા હતા તે બંધ થાય; અને મીઠાનો

ઉપાડ વધે. ખપત વધતી જોઇ ઇ. સ. ૧૮૪૭ માં રૂ. ૨॥ અને ઇ. સ. ૧૮૪૯ માં રૂ. ૨॥ જકાત થઇ. છતાં પણ સ્વાભાવિક રીતે ખપવું જોઇએ તેટલું મીઠું ખપતું નહતું એમ પ્લોડને (૧૮૫૬) જણાવ્યું અને કર ઘટાડી રૂ. ૨ કરવાની ભલામણ કરી.

પરંતુ ઇ. સ. ૧૮૫૭ ના બળવાથી થએલા વધારાના ખર્ચને પહોંચી વળવા માટે બળવા પછીથી કર ફરીથી રૂ. ૩ કરવામાં આવ્યો; અને વસ્તુસ્થિતિ જે ૧૮૪૪ માં હતી તે જ થઇ.

હાલના કરતાં તે સમયે માથા દીઠ કરનું પ્રમાણ બહુ મોટું હતું. બોર્ડ ઑફ રેવન્યુના સેક્રેટરી સર સી. બીડનની ગણતરી મુજબ એ માથા દીઠ (સ્ત્રી બાળકો સાથે) ૧૪ પેન્સ આવતો. એની અસર જજીઆવેરા જેવી છે એમ સર જે. ઇ. એલ્ફીન્સ્ટને સને ૧૮૭૧ ની કમીટી સમક્ષ કબુલ કર્યું હતું.

ઇ. સ. ૧૮૭૨ ની સાલમાં મીઠાનો ઉદ્યોગ, પુરેપુરો નહિ, તો લગભગ નાશ પામ્યો હતો. એ વરસે એક નજીવું કારખાનું આખા બંગાળ મધ્યે હતું. (હૅરીસન અને ગ્રે.)

આ રીતે ઇસ્ટ ઇંડિઆ કંપની, પોતે શરૂ કરેલી આર્થિક લૂંટમાંની એક સંબંધે, હાર અને શરમને પાત્ર થઇ. જ્યાં સુધી એ ચાલુ રહી ત્યાં સુધી બંગાળને એણે કશો લાભ કર્યો નહિ. એ ઉદ્યોગમાં કામ કરતા માણસોને અમાનુષી ગુલામીમાં નાખ્યા; અને લોકને, ખરીદતાં ખમચાય એવી ભારે કીંમતે, શંકાભરી જાતનું મીઠું પુરું પેટ પુરતું પણ પહોંચાડયું નહિ. પરદેશી મીઠાની હરિફાઇમાં પોતાની ખર્ચાળ અને અર્થશાસ્ત્રના નિયમ વિરૂદ્ધની યોજના ટકી શકી નહી. સ્વદેશી મીઠું સૌ કોઇને અણગમતું થઇ પડયું. રાજકર્તાઓએ મીઠાના ઉદ્યોગને ચૂસાય એટલો ચૂસી લૂખો કરી નાખ્યો, અને જ્યારે નિર્માલ્ય મરણતોલ એ થયો ત્યારે એ ઉદ્યોગને એના ભાવિને હાથ છોડી દીધો.

## પ્રકરણ ૩

## મદ્રાસમાં મીઠાવેરાનો ઈતિહાસ

મદ્રાસ ઇલાકાનો મીઠાવેરાનો ઇતિહાસ ઇ. સ. ૧૮૦૦ પછી જ શરૂ થાય છે. ઇ. સ. ૧૮૦૪ ની સાલમાં રેવન્યુ બોર્ડે કરેલા રિપોર્ટ પરથી જુમલે રૂા. ૨,૨૧,૬૦૬ નું ઉત્પન્ન હતું એમ જણાય છે. ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૦૫ ની સાલની સરાસરી વાર્ષિક આવક પ્લોાડને રૂા. ૨૮૦૦૦૦ ગણી હતી. આ ઉત્પન્ન કોઇ પ્રકારના મીઠાવેરાથી થએલું ન હતું. સરકારી અગરો ગણોતે આપવામાં આવતા, અથવા, સરકારી અમલદારો તેની વ્યવસ્થા કરતા. વળી રસ્તે નાકાં પર જકાત લેવાતી. આ રીતે થએલી આવક ભાગ્યે જ મીઠા પર ઉપજેલું મહેસુલ કહી શકાય.

કંપનીની હકુમત હેઠળના પ્રદેશમાં મીઠાના ઉદ્યોગનો ઇજારો રાખવાનો પ્રથમ વિચાર સને ૧૭૯૯ ના સપ્ટેમ્બરમાં મહેસુલબોર્ડે કર્યો. તે અનુસાર ઇ. સ. ૧૮૦૨ ના ૨૫ મા રેગ્યુલેશન (કાયદા)થી મીઠાનો ઉદ્યોગ ચલાવવાનો હક કંપનીએ સ્વહસ્તક રાખ્યો. પરંતુ મૂળ ભલામણ કરનારી બોર્ડે જ પોતાનો અભિપ્રાય થોડા જ વખતમાં બદલ્યો, ઇજારો અમલમાં મૂકી શકાય એમ નથી એમ એણે જણાવ્યું, અને અગરોને નોંધવાની યોજના કરીને મોટા પ્રમાણમાં એકસાઈઝ જકાત લેવાની પ્રથાની વકીલાત કરી. સરકારે જીલ્લા અમલદારોના અભિપ્રાય મંગાવ્યા. તેમણે પણ, વિગતો સંબંધે કંઇ મતભેદ સિવાય બીજી રીતે, એકસાઇઝની

તરફેણમાં જ મત્ત આપ્યો. 'મીરાસીદારો'ના વંશપરંપરાના હકને નુકશાન પહોંચશે એવું વધારાનું ઇજારા વિરુદ્ધનું કારણ પણ બોર્ડે આગળ ધર્યું. બોર્ડે એકસાઇઝના કાયદાનો ખરડો ઘડીને સરકારને મોકલ્યો પણ ખરો.

છતાં પણ સરકારે ઇજારાની યોજના ઘડી વડી સરકારને મોકલી, અને ઇ. સ. ૧૮૦૫ ના પહેલા રેગ્યુલેશનથી ઇજારો સ્થાપવામાં આવ્યો, એ નવાઇ જેવું છે. મદ્રાસ સરકારે પોતાની રેવન્યુ બોર્ડનો અભિપ્રાય વડી સરકારને જણાવ્યો નહિ, તેમ બંગાળ અને મદ્રાસના મીઠાના ઉદ્યોગો વચ્ચેનો ભેદ પણ બતલાવ્યો નહિ. ઇ. સ. ૧૮૦૭ ના બીજા રેગ્યુલેશનથી આ ઇજારાનો અમલ મલબાર ને કાનડામાં પણ થયો. આ પ્રમાણે ઇજારો દાખલ કરવાનું કારણ શું ? નવું ન્યાયખાતું ખોલવામાં આવ્યું હતું, તેથી ખર્ચ વધ્યો હતો એ !

ઇજારાનો અમલ બંગાળની પદ્ધતિ પ્રમાણે થતો. કેટલો જથ્થો ઉત્પન્ન કરવો એ સંબંધી ઉદ્યોગ ઉપર સરકારનો જબરો કાબુ હતો. મુકરર દર સરકારને જ વેચાય એ શરતે જ ઉદ્યોગ ચલાવવા દેવામાં આવતો. સરકાર ઇજારાનો નફો (જકાત) ચઢાવી મુકરર દરે વેપારીઓને વેચતી. આટલે દરજ્જે બંગાળની હરાજીની પદ્ધતિ કરતાં મદ્રાસની પદ્ધતિ ચઢતી હતી. મલબાર અને કાનડામાં મીઠું ઉત્પન્ન કરવાના જથા ઉપર અંકુશ ન હતો; પણ સરકાર સિવાય કોઇને મીઠું વેચી શકાતું નહિ.

ઇ. સ. ૧૮૭૧ સુધીમાં મીઠાના ઈતિહાસમાં જાણવા જેવો કાંઇ બનાવ બન્યો નહિ—સિવાય કે ઇ. સ. ૧૮૧૮, ૧૮૩૧, ૧૮૪૦, ૧૮૫૨, ૧૮૬૫, ૧૮૬૯ અને ૧૮૫૫ માં મીઠાના કાયદા સંબંધની શિક્ષા અને ન્યાયપદ્ધતિને લગતા નાના ફેરફાર થયા. કોઇવાર મીઠાના વેચાણના દરમાં ફેરફાર થતા.

ઈ. સ. ૧૮૦૫ માં ૧૨૦ મણના ૧ 'ગાર્સ' મીઠાની કિંમત રૂ. ૭૦ મુકરર થઇ હતી. સૌ પ્રકારના ખર્ચ સાથે જકાત ઉમેરી આ ભાવ ગણવામાં આવતો તેથી મીઠાની પડતર કિંમત અને ચોકખી મહેસુલ જુદી પાડી શકાય એમ નથી. ઇ. સ. ૧૮૦૯માં એક ગાર્સનો ભાવ રૂ. ૧૦૫ હતો. ઇ. સ. ૧૮૧૯ માં ૧૦ ગાર્સ મીઠું લેનારને રૂ. ૧૦૦૦ માં એ મળતું, એટલે કે રૂ. ૫૦ વળતર મળતું. ઇ. સ. ૧૮૦૯ માં ભાવ વધાર્યો તેનાથી પ્રમાણમાં લાભ ઓછો થયો. દરમાં ૫૦ ટકા વધારે થયો ત્યારે મહેસુલ ૩૦ ટકા જ વધ્યું. વળી એ જ સાલથી દેશી અમલદારોમાં મીઠું વધારે ભરી આપવાની અપ્રામાણિક પ્રથા ઘર ઘાલી બેઠી હતી. આ બે કારણોથી દર ઉતારીને ઇ. સ. ૧૮૨૦ માં ફરીથી રૂ. ૭૦ કરવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૨૨, ૧૮૨૪ અને ૧૮૨૫ માં રેવન્યુબોર્ડે દર ચઢાવવાની દરખાસ્તો કરી. પણ સરકારે તેનો ઈન્કાર કર્યો. ઈ. સ. ૧૮૨૫ માં બોર્ડે લખ્યું કે રૂ. ૭૦ ના દરથી મીઠાની ખપત વધી છે, અને નિત્યની બંધાઇ, સ્થિર થઈ ગઇ છે; એટલે મહેસુલને વાંધો આવશે નહિ, તેમ મૂળ ભાગ ચાલુ કરવાથી લોકને કાંઈ ખાસ અગવડ પણ વેઠવી નહિ પડે. આવી ખાતરીથી લલચાઇ ઇ. સ ૧૮૨૮ ના જુનમાં બોર્ડની એ દરખારત સરકારે મંજુર કરી.

ઈ. સ. ૧૮૨૮–૨૯ થી ૧૮૪૩–૪૪ સુધી આ વધેલો ભાવ ચાલુ રહ્યો. બોર્ડની ખાતરી ખોટી નીવડી. અને ઇ. સ. ૧૮૨૮ પહેલાંનાં આઠ વરસના હિસાબે સરાસરી વાર્ષિક ઉપાડમાં પણ ઘટ થઇ. લોક વાસ્તે સરકારને જે ચિંતા રહેતી તે અત્યારસુધીમાં ઑસરી ગઇ હતી. સરકારે ખપત ઘટવા ઉપરથી મૂળ ભાવ કરવા માટે કાંઇ પગલાં લીધાં જણાતાં નથી.

ઇ. સ. ૧૮૪૪ ના છઠ્ઠા ઍકટથી હિંદ સરકારે રસ્તે નાકાં ઉપરનો અને દેશ અંદરની જકાતનો વેરો નાબુદ કર્યો; અને તેને મીઠાનો ભાવ એક 'ગાસે' રૂ. ૧૮૦ ( રૂ ૧॥ નું ૧ મણ ) કરવા ફરમાન કર્યું. મદ્રાસની સરકારે વાંધો લઇ ડીરેકટરોની કોર્ટને અપીલ કરી. દેશમાં માલ લઇ જવા લાવવા પરની જકાત કાઢી નાખવાથી જે મહેસુલની ખોટ જાય, તે મીઠાનો ભાવ રૂ. ૧૨૭॥ (મણનો રૂ. ૧—૧—૦) રાખવાથી આવી મળે, એમ મદ્રાસ સરકારે લખ્યું હિંદ સરકાર વિરુદ્ધ થઇ ડીરેકટરોએ ભાવ રૂ. ૧) કર્યો.

આબોહવાની કેટલીક ખાસિયતને લીધે મલબાર અને કાનડાનો કિનારો પૂર્વના કિનારાના પ્રમાણમાં મીઠું પકવવા ઓછો લાયક છે. ત્યાં વસ્તુસ્થિતિ હંમેશ જુદી હતી. મુંબઇથી આયાત કરેલું મીઠું રૂ. ૧૧૨ ના ભાવે ત્યાં વેચાતું. અને ત્યાં જ બનાવેલું મીઠું પણ રૂ. ૮૭॥ ના દરથી, એટલે, કોરોમંડળના કિનારા કરતાં રૂ. ૧૭॥ જેટલા વધારે દરથી વેચાતું.

પશ્ચિમ કિનારે આવેલા જીલ્લાઓને જોઇતું મીઠું મુખ્યત્વે મુંબઇથી પુરૂં પડતું હતું. ઇ. સ. ૧૮૨૪ થી મલબારનો સ્થાનિક ઉદ્યોગ બંધ પડયો. પછીનાં ૩૩ વરસ સુધી આયાત થએલું મીઠું સામાન્ય ઇજારાના ભાવે જ વેચાતું. ઈ. સ. ૧૮૫૬–૫૮ માં સ્વતંત્રપણે મીઠાની આયાત કરનારનો પગ સ્થિર કરવા ભાવમાં બેએક આના વધારો કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૫૯ માં સામાન્ય ઈજારાનો ભાવ વધ્યો. તે રૂ. ૧—૨—૦ થયો, અને તે પ્રમાણમાં મલબાર અને કાનડામાં પણ ભાવ વધ્યો. વળી ઇ. સ. ૧૮૬૧ માં ઇલાકાનો સામાન્ય ભાવ વધી રૂ. ૧—૬—૦ થયો ત્યારે મલબાર અને કાનડામાં ભાવ રૂ. ૧—૮—૦ થયો. કાયદામાં વધારેમાં વધારે એજ ભાવ લેવાની હદ બાંધેલી હતી. ઇલાકામાં સઘળે એજ વરસે પાછળથી એ હદે ભાવ પહોંચી ગયો.

ઇ. સ. ૧૮૨૪ માં મલબારનો ઉદ્યોગ બંધ પડયો, તેનું કારણ કેટલાકના મતે એમ હતું કે કુદરતી સંયોગને લઈ મુંબઇ અને કોરોમંડળના મીઠાથી ત્યાંનું મીઠું હલકી જાતનું હતું. બેબરના અભિપ્રાય મુજબ તેનાં આર્થિક કારણો પણ હતાં. ઇજારાનાં અમલ વિરૂદ્ધ ભારે ફરીઆદ થતી હતી. ઘણાને મીઠાનો ઉદ્યોગ ચલાવતાં અટકાયત થઈ હતી. ભારે રકમો ખર્ચી લીધેલી જમીન તેમના માલીકોને નકામી થઇ પડી, કારણ કે તેમાં બીજું ઉત્પન્ન થઇ શકે એમ ન હતું. મીઠાના અગર આ રીતે બંધ થવાથી એકલા મલબારમાં ૬૪૩૮ અગરીઆ સારા પોષણના સાધનથી વંચિત થયા અને બદલો પુરતો મળ્યો નહિ. ઇ. સ. ૧૮૦૭ માં ઇજારાનો કાયદો થયો તેમાં મલબારવાસીઓને મીઠું પકવવાની છૂટ હતી એવી શરતે કે પકવેલું સઘળું મીઠું સરકારી અમલદારોને જ વેચાય; નહિ તો મીઠું જપ્ત થઇ શકે. પણ એ સ્થાનિક ઉદ્યોગ બંધ પડવાથી મુંબઇ અને રાતાસમુદ્રને કિનારેથી મીઠું આયાત થતું; તે આયાત થયે સરકાર ખરીદી લેતી.

ઇ. સ. ૧૮૬૬ માં મીઠાનો દર વધીને રૂ. ૧-૧૧-૦ થયો. ૧૮૬૯ની સાલમાં એ રૂ. ૨) કરવામાં આવ્યો, અને કેટલાક જીલ્લામાં ઇ. સ. ૧૮૭૪ માં તે રૂ. ૨-૪-૦ થયો.

શરૂઆતમાં ઇ. સ. ૧૮૦૫ થી ૧૮૧૮ સુધી બંગાળાની માફક મદ્રાસમાં મીઠાની આયાત સામે પ્રતિબંધ હતો. ઇ. સ. ૧૮૧૮ ના બીજા રેગ્યુલેશનથી એ પ્રતિબંધ હળવો પાડવામાં આવ્યો. દર 'ગાર્સે' રૂ. ૩૫૦ આયાતવેરો લેવા ઠરાવ્યું. ઇ. સ. ૧૮૪૪ ના કસ્ટમ્સ ઍકટથી એ રૂ. ૩૬૦ કરવામાં આવ્યો. ચૅશાયરના મીઠાવાળાઓના દબાણથી ડીરેકટરોએ ઇ. સ. ૧૮૫૧ માં ખરીતો લખ્યો. તેમાં જણાવ્યું હતું, કે ઇલાકામાં પકવાતા મીઠાના ઇજારાથી થતા નફા બરાબર જકાત પરદેશી મીઠા ઉપર

લેવી. એ મુજબ ૧૮૫૪ માં જકાત ઘટીને મણે ૦–૧૨–૦ થઈ પરંતુ ઈજારાવાળા મીઠાનો ભાવ રૂા. ૧ હતો, તેમાં ૦–૨–૦ પડતર કિંમત ચઢાવેલી હતી, તે હિસાબે થોડા સમયમાં આયાત પર લેવાતી જકાત ૦–૧૪–૦ કરવામાં આવી, તે પછી ઇજારાના ભાવ સાથે એ જકાત પણ વધ્યા કરી.

ભાવની ચઢઉતરથી મીઠાની ખપત ઉપર કેવી અસર થઇ તે નીચે આપેલા આંકડાના કોઠા ઉપરથી જણાશે:—

| વર્ષ | દર રૂ. આ. પા. | વાર્ષિક સરાસરી ખપત મણ |
|---|---|---|
| ૧૮૦૬–૭ થી ૧૮૦૮–૯ (૩ વર્ષ) | ૦—૯—૪ | ૩૪૧૪૫૬૦ |
| ૧૮૦૯–૧૦ થી ૧૮૧૯–૨૦ (૧૧ વર્ષ) | ૦–૧૪–૦ | ૩૧૭૪૯૦૮ |
| ૧૮૨૦–૨૧ થી ૧૮૨૭–૨૮ (૮ વર્ષ) | ૦—૯–૦ | ૪૭૨૪૭૯૫ |
| ૧૮૨૮–૨૯ થી ૧૮૪૨–૪૩ (૧૫ વર્ષ) | ૦–૧૪–૦ | ૪૨૦૯૪૭૫ |
| ૧૮૪૩–૪૪ થી ૧૮૪૪–૪૫ (૨ વર્ષ) | ૦–૧૪–૦<br>૧—૮–૦<br>૧—૦ ૦ | ૪૨૦૨૬૪૭ |
| ૧૮૪૫–૪૫ થી ૧૮૫૮–૫૯ (૧૪ વર્ષ) | ૧—૦–૦ | ૫૦૩૪૪૩૩ |
| ૧૮૫૯–૬૦ થી ૧૮૬૦–૬૧ (૨ વર્ષ) | ૧—૦–૦<br>૧—૨–૦<br>૧—૬–૦<br>૧—૮–૦ | ૫૯૬૬૧૬૬ |
| ૧૮૬૧–૬૨ થી ૧૮૬૪–૬૫ (૪ વર્ષ) | ૧—૮–૦ | ૬૨૯૫૮૯૯ |
| ૧૮૬૫–૬૬ થી ૧૮૬૮–૬૯ (૪ વર્ષ) | ૧—૮–૦<br>૧–૧૧–૦ | ૬૭૧૪૯૩૬ |
| ૧૮૬૯–૭૦ થી ૧૮૭૪–૭૫ (૬ વર્ષ) | ૧–૧૧–૦<br>૨—૦–૦<br>છેલ્લા વરસમાં<br>૨—૦–૦<br>૨—૫–૦ | ૬૫૦૧૬૩૮ |

ઉપરના આંકડાઓ ઉપરથી, વખતોવખતના ભાવનાં વરસની સંખ્યા ધ્યાનમાં લેતાં, સ્પષ્ટ જણાય છે કે જેમ ભાવ વધતો તેમ ખપત ઘટતી અથવા વધતાં અટકતી.

ઈ. સ. ૧૮૫૯ માં હિંદ સરકારની આંખ મદ્રાસ અને મુંબઇ ઉપર ઠરી. સરકારના 'અનિવાર્ય ખર્ચ'ને પહોંચી વળવા વધારે મહેસુલની જરુર હતી. એટલે બંગાળાના દરની લગભગનો દર મુંબઇ-મદ્રાસમાં પણ થાય એમ એમણે ઇચ્છા કરી. ત્યાં ઓછા દર રાખવા પુરતા સંજોગ એમને જણાયા નહિ. મીઠાવેરો વધારવાનું એમને સર્વ રીતે સુયોગ્ય લાગ્યું. મદ્રાસની સરકારે ઇ. સ. ૧૮૫૯ પહેલાં બે વખત (ઇ. સ. ૧૮૦૬-૦૭ થી ૧૮૦૮-૦૯ અને ઈ. સ. ૧૮૨૦-૨૮ દરમીઆન) લોકહિત હૈયે ધર્યું હતું. એટલે વડી સરકારની વલણ પણ સને ૧૮૫૯-૬૦ પછીનાં વરસમાં થએલા વધારા માટે જવાબદાર છે.

'મદ્રાસ નેટીવ ઍસોસીએશન' તરફથી આ અરસામાં સરકારને એક અરજ થઇ. રૂા. ૭૦ થી વધી રૂા. ૧૮૦ સુધીભાવ કેવીરીતે પહોંચ્યો તે વર્ણવ્યા પછી એ અરજમાં કહ્યું છે કે પરિણામે લોકને સમૂળગું મીઠા વિના ચલાવવું પડે છે, અથવા મીઠાના રજકણવાળી માટીમાંથી અપથ્ય મીઠું, દંડ કે શારીરિક શિક્ષાનું જોખમ વહોરીને પણ બનાવવું પડે છે.

આ વસ્તુસ્થિતિ મદ્રાસ સરકારે પોતે કબુલ કરી હતી. ઉલટું તે મુદ્દા પર ખાસ ભાર મૂકયો હતો. સર ચાર્લ્સ ટ્રેવેલ્યન નામે અમલદારને, સરકારની આર્થિક સ્થિતિમાં સુધારો કરવા મીઠાપર કર વધારવો કે તમાકુ પર કર લેવો, તેની તપાસ કરવા નીમ્યો હતો. તેણે તા. ૧૦-૬-૫૯ ના રોજ લખ્યું કે "મીઠા-વેરો જજીઆવેરા જેવો છે, તે મજુરવર્ગને કયારનોય ભારે પડવા માંડયો છે. એ વર્ગ મુખ્યત્વે એના વાપરનાર હોઇ એ કરના

ભરનાર છે. એમનાથી પોતાને અને કુટુંબને જોઇતું મીઠું ખરીદી શકાતું નથી. વેરાનો દર ઘટે તો એમાંથી મળતી મહેસુલ વધે એ નક્કી છે......નવા કર નાખવા અને નવી લોનો કાઢવી તે કરતાં ગંભીરપણે ખરા દિલથી ખર્ચ ઘટાડવા માંડવું જોઇએ, ને તે તાત્કાલિક ઘણા વિષયમાં બને એમ છે."

આ છતાં એ વરસમાં મીઠાનો દર રૂા. ૧ થી વધી રૂા. ૧॥ થયો. ખપત ઉપર તત્કાલ અસર થઇ; અને ઇ. સ. ૧૮૬૧-'૬૨ ના 'મૉરલ ઍન્ડ મટીરીઅલ પ્રોગ્રેસ' ના રિપોર્ટમાં સરકારે એ કબુલ પણ કર્યું. પરંતુ એ જ કારણ છે કે કેમ તે જોવા વધારે અનુભવની સરકારને જરૂર લાગી !

મદ્રાસની મહેસુલ-બોર્ડે જ ગણતરી કરી હતી, તે મુજબ એક મજુરના કુટુંબને પોતાની એક મહિનાની આવક વરસ દરમીઆન જોઇતા મીઠા પાછળ જતી. મદ્રાસની પ્રજાને પડતી હાડમારીની આથી બીજી શી સાબિતી હોઇ શકે? પ્લોડન રુબરુ બોર્ડે કહ્યું હતું કે ૭ જણના કુટુંબ માટે ૬૬ શેર મીઠું જાય; અને તે ઉપર વેપારીનો નફો તથા વાહન ખર્ચ ચઢાવીએ તો ઘણાથી દરીએ પાકેલું મીઠું લેવાતું જ નહિ હોય. જ્યારે દર રૂા. ૧ હતો ત્યારની આ વાત છે. તો કર રૂા. ૧-૮-૦, ૧-૧૧-૦ અને ૨-૦-૦ થયો ત્યારનું પૂછવું શું ?

ગવર્નર લૉર્ડ હોબાર્ટે પોતાની કાર્કિદી દરમીઆન મીઠાવેરાના પ્રશ્નનો ખાસ અભ્યાસ કર્યો હતો. દર રૂા. ૧-૧૧-૦ થયો ત્યાં સુધી તો કાંઈ અણુજુગતું એને લાગ્યું નહતું. કારણ કે ખપત ઘટયા વિના દરના વધવાના પુરતા પ્રમાણમાં મહેસુલ વધ્યે જતી હતી. પણ ઇ. સ. ૧૮૬૯-૭૦ માં જે વધારો થયો તેની અસર ભુંડી થઇ. મહેસુલ પ્રમાણમાં વધ્યું નહિ, અને ખાનારે-કર ભરનારે ઓછો ઉપાડ કર્યો. દરમાં ૧૮$\frac{3}{4}$ ટકા વધારો થયો ત્યારે મહેસુલનું

ઉત્પન્ન ૧૨ ટકા વધ્યું. તંદુરસ્તીને સબએ જોઇતું મીઠું ખાનારે બીજે માર્ગે મેળવી લીધું હોય, તોપણ, એ ગેરકાયદે થતો ઉદ્યોગ તેમજ વેપાર નૈતિક દૃષ્ટિએ અનિચ્છનીય છે જ.

ઇ. સ. ૧૮૭૨માં વડી સરકારે પ્રાંતિક સરકારોને લખી કરની ચાલુ સામાન્ય યોજના ઉપર અભિપ્રાય મંગાવ્યા. વળી ખાસ એ પણ પૂછાવ્યું કે પ્રાંતિક સરકારને નાણાં આપવામાં આવે ને તેથી પ્રાંતિક કરમાં સારો ઘટાડો થાય તો મીઠાવેરો વધારી શકાય કે કેમ. વડી સરકારનો હેતુ અનુક્રમે 'લોકલ સેસ' Local cessનો કર તથા દક્ષિણની લાઇન દોરી કાઢી નાખવાનો અને બદલે મીઠાવેરો વધારવાનો હતો.

હૉબાર્ટ દક્ષિણની તથા સરહદની લાઇનદોરી કાઢી નાખવાના મતનો હતો. છતાં બંગાળની માફક મદ્રાસમાં વધારે મીઠાવેરો લેવાની વિરુદ્ધ હતો. એ રીતે મીઠાની મહેસુલમાં માંડ ૧૫ ટકા વધારો થાય એમ હતું. લોકના મનમાં હજી પણ કરનું દબાણ ભારે થવાનો ભય રહેતો હતો. તે શાંત કરવા સૌ કરમાં ઘટાડો કરવો જરૂરનો હતો. આ ઘટાડાથી મહેસુલમાંથી કંઇ બચત ન પણ થાય; છતાં બચત કરવા વાસ્તે ખર્ચમાં ઘટાડો કરવો જોઇએ. જાહેર હિતનાં કામ કરતાં લોકને સંતુષ્ટ રાખવા એ પહેલી જરૂર છે. એવો હૉબાર્ટનો મત હતો.

ગવર્નર હૉબાર્ટના આવા જબરા વિરોધથી વડી સરકારની દરખાસ્ત તાત્કાલિક મોકુફ રહી. પરંતુ ઇ. સ. ૧૮૭૩ના ઉન્હાળામાંજ એ ફરી ઉપડી. મૂળ ધારેલા વધારાથી ઓછો વધારો કરવાનો છે, અને સમસ્ત સામ્રાજ્યને ફાયદો થવાનો છે, એમ સમજી મદ્રાસ સરકારે પોતાનો વિરોધ હળવો પાડયો, ને દરખાસ્ત પસાર થઈ.

ઈ. સ. ૧૮૭૧–૭૨ના વસ્તિપત્રકના રિપોર્ટમાં મદ્રાસના સેનીટેરી કમીશ્નરે લખ્યું હતું કે મીઠાનું વેચાણ એવું મોટું નથી કે

જેથી વસ્તીની દરેક વ્યક્તિને પુષ્ટ ને તંદુરસ્ત રહેવાને આવશ્યક પ્રમાણમાં મીઠું મળતું હોય. છતાં ઇ. સ. ૧૮૭૮માં જકાત દોરી કાઢી નાખી મીઠાવેરામાં રૂા. ૦–૧૧–૦ વધારો કરવામાં આવ્યો.

લેડી હોબાર્ટે ઈ. સ. ૧૮૭૮માં તેના ધણીના કાગળોનો ઉપસંહાર કરતાં આમ લખ્યું છે: " વસ્તિપત્રકના રિપોર્ટ મુજબ મદ્રાસમાં માથાદીઠ કર રૂા. ૨–૪–૧ છે. ઈ. સ. ૧૮૭૨માં હોબાર્ટે લખ્યા મુજબ પાંચ જણના કુટુંબની સરાસરી આવક રૂા. ૧૨૦ છે. તે પૈકી રૂા. ૧૧–૪–૫ કર ખાતે જાય છે. હમણાં ના દુકાળ દરમીઆનના ભૂખમરાનું પહેલું કારણ અનાજનો ભારે દર છે. એ અક્ષરશઃ આર્થિક દુષ્કાળ–પૈસાનો દુષ્કાળ હતો. એટલે કર વધારી હિંદમાં દુકાળ પડતા અટકાવી શકાય એ શંકા ભરેલું છે."

મહેસુલના તેમજ ખપતના દૃષ્ટિબિંદુથી, મીઠાના દર અર્થ-શાસ્ત્રની હદ ઓળંગી ગયા હતા. એ વસ્તુ પર સર ટી. પીક્રેફ્ટે' ૭૧ની પાર્લામેન્ટરી કમીટીનું સ્પષ્ટ પણે ધ્યાન ખેંચ્યું હતું. પરંતુ તે વેરો પાછળથી તેથી પણ વિશેષ કરવામાં આવ્યો હતો. તે, પીક્રેફ્ટના પોતાનાજ શબ્દમાં કહીએ તો, હિંદના ભાવિનો છેવટનો નિર્ણય કરનાર પાર્લામેન્ટ પણ હિંદની નોકરશાહી સાથે, નિષ્ઠુર હૃદયની થઇ હતી, એ બતાવે છે. હરકોઇ સવાલ મહેસુલના સવાલ આગળ હિસાબમાં જ ન હતો.

ઇ. સ. ૧૮૭૬માં મદ્રાસ ઇલાકામાં મીઠા સંબંધે તપાસ કરવા કમીશન નીમાયું હતું. જીલ્લે જીલ્લે મીઠાની ખપતનો અંદાજ જુદો આવ્યો. ગેરકાયદે મીઠું પકવી ખવાતું, તેથી ખરા આંકડા મળવા મુશ્કેલ હતા. છતાં કમીશને ગણતરી કાઢી. મદ્રાસ, મ્હૈસુર, કુર્ગ, ' સીડેડ ડીસ્ટ્રીક્ટ્સ ' તથા બીજા ભાગો કે જ્યાં બીનજકાતી મીઠું આવી શકતું હતું, ત્યાં માથા દીઠ ૧૧.૩૮ પાઉન્ડ મીઠું

ખપતું. કમીશનની તપાસ પદ્ધતિ ધ્યાનમાં લેતાં, ભાત' ઉપર નિર્વાહ કરતા લોક માટે આટલી સરાસરી ખપત બહુ ઓછી કહેવાય. લોકના ઉપર ઇજારો કેટલી સખતાઇ વર્તાવતો હતો તે આથી જણાશે—એમાં વળી વાહનનાં સાધન પુરતાં ન હતાં, શરૂઆતમાં સરકારે દેશના માંહેલા ભાગમાં વખારો ખોલી હતી, ત્યાં મુકરર દરે મી ં મળી શકતું. ઇજારાથી ઉદ્યોગ ચાલતો હોય ત્યાં આ બહુ જરૂરનું છે. છતાં આ પદ્ધતિ કયાં સુધી ટકી તે કહી શકાતું નથી. એટલું નક્કી છે કે ૧૭૦ નો દાયકો આવતાં, દેશના અંદરના ભાગોને વાહનની જુની પદ્ધતિને સબબે મીઠું મોંઘું પડતું. મહેસુલબોર્ડની ગણુતરી મુજબ એક 'ગાર્સ' ઉપર એક માઇલે રૂા. ૧ ખર્ચ આવતું.

ઇલ્લાકાને પૂર્વ બાજુએ, દરીઆના પાણીથી ભરાતી, ભેજવાળી, પુષ્કળ નીચાણુ જગાઓ વાળો લાંબો દરીઆકાંઠો કુદરતે બક્ષેલો છે. એ મીઠું પકવવા ખાસ અનુકૂળ છે. ઇ. સ. ૧૮૩૬ માં ક્રુસે લખ્યું હતું કે, "ગંજ રાજમુંદ્રીમાં આવી નીચાણુ જગા ઘણી છે તેમ તાંજોર અને મછલીપટ્ટમ્‌માં સરસ જાતનું મીઠું ખાસ કરીને બની શકે છે. આ કુદરતી મીઠું ધાર્યા પ્રમાણુમાં અને સરસ ઝીણી જાતનું બે પૈસે મણુના ભાવે બનાવાય એમ છે. વેદારણ્યમની આસપાસ ત્રીસ માઇલથી વધારે વિસ્તારવાળી નીચાણુ જગામાં એક જાતનું મીઠું છે. તે ઘણું ઉજળું અને ખાસ ઝીણા પાસાવાળું હોય છે."

આ મીઠું આપોઆપ બનતું. એના ઉદ્યોગને અટકાવી શકાય એમ નહતું. તેથી દાણચોરી અટકાવવા એ સઘળું એક સામટું નાશ કરવાનું સરકારે શોધી કાઢયું. એ સ્થાનો ઘણાં વિખૂટાં પડી ગયાં છે, અને વાહનનાં સાધનને અભાવે એ સ્થાનોને પહોંચવું અગવડ ભર્યું છે—એવું કહી સરકારની એ વિનાશક નીતિનો બચાવ કરવામાં આવતો.

ઇ. સ. ૧૮૭૬ ના મીઠાના કમીશને નોંધ કરી કે એ મીઠું –ખાસ કરી વેદારણ્યમ્‌નું મીઠું–કેટલેક સ્થળે એકઠું કરવામાં આવે છે, અને સરકારી બનાવટી મીઠાથી ઓછા ભાવે વેચાય છે. ઈ. સ. ૧૮૫૯ માં એ કુદરતી મીઠાનું શું કરવું તે બાબત સરકારે સ્થાનિક કલેકટરોનો અભિપ્રાય માગ્યો. પરંતુ તે પછી કાંઇ પગલાં લેવાયાં નહિ. એ મીઠું ભેગું કરવાનું તેમજ નાશ કરવાનું પહેલાં માફક ચાલ્યા કર્યું. એકસાઇઝના નિયમો મુજબ એ અગરો ગણોતે આપવાની પ્લોડને (૧૮૫૬) ભલામણ કરી હતી તે અફળ ગઈ. વ્યાપારની દૃષ્ટિએ ઉપયોગી વસ્તુનો આવી રીતે એ ધડક નાશ કરે, એ નીતિને સખતમાં સખત શબ્દોમાં ફિટકાર જ ઘટે છે.

વળી મદ્રાસ ઇલાકામાં ગુડ્ડાપા, કુર્નૂળ અને બેલારીના ખારી માટીવાળા પ્રદેશમાં જમીનમાંથી એક બીજી જાતનું મીઠું બનતું. પકવવાની અણઘડ પદ્ધતિ છતાં, ધારવાથી વિરુદ્ધ, એ મીઠું ગુણમાં બીલકુલ બેસ્વાદ ન હતું. પ્લોડનનું આપેલું એનું પૃથક્કરણ નીચે મુજબ છે.

| | |
|---|---|
| ભેજ | ૭ ટકા |
| રેત અને મળ | ૫ ટકા |
| કલોરાઇડ સોડીઅમ | ૮૧ ટકા |
| બેઝીઝ અને એસીડ | ૭ ટકા |

પ્લોડન લખે છે કે એમાંના બેઝીઝ અને ઍસીડ એટલા જુજ પ્રમાણમા છે કે તેની અસર મૂત્રાશયના અવયવોને સહેજ વેગ આપવા ઉપરાંત, બીજી હોઈ શકે જ નહિ. ઇ. સ. ૧૮૭૩ માં મહેસુલબોર્ડવાળા મી. થૉર્નહીલે રિપોર્ટ કરતાં એના ગુણ સંબંધે કહ્યું છે કે, “કાળી કપાસની જમીનમાં સામાન્ય રીતે શ્રેષ્ઠ મીઠું થાય છે. તે ચોકખું સફેદ અને ઝીણા ઘાટદાર પાસાવાળું, હોય છે. તે મનુષ્યના ખાધામાં વપરાય છે. રાતી ગોરમટીમાં

થતું મીઠું રતાશ પડતું મેલું દેખાય છે. તે પહોળી પતરીઓના રુપમાં હોય છે. તે માત્ર ઢોરના ખાધામાં વપરાય છે. ”

ઇજારાથી બનતા દરીઆઇ મીઠાની માફક ખાધા યોગ્ય હોવાથી એનો ઉદ્યોગ પુષ્કળ પ્રચલિત હતો. તેને લીધે ઇજારાની મહેસુલને મૂળથી નુકશાન પહોંચતું આવતું હતું. બીજી યોજનાને અભાવે, ઉપયોગમાં લેવાતા જમીનના ‘ મોડા ’ ઉપર કામ કરતાં માણસની સંખ્યાના હિસાબે ‘ મોહતુર્ફા ’ રી લેવાતી. દરીઆઇ મીઠાના ધોરણે એકસાઇઝ પદ્ધતિ દાખલ કરવા પ્લોડને ભલામણ કરી. પણ વ્યવસ્થિત રીતે કર લેવાની બીજી યોજનાઓ માફક એ નકામી ગઇ. ઇ. સ. ૧૮૬૦ માં બોર્ડે ભલામણ કરી કે ઇજારાની પદ્ધતિ દાખલ કરવી, અથવા, અંદરના મુલકમાં દરીઆઇ મીઠાની ડીપો ઉઘાડી એ ઉદ્યોગને સમૂળગો દાબી દેવો. પરંતુ સરકારે ચાલતી રીત ચાલવા દેવાનું યોગ્ય ધાર્યું કારણ કે એ ઉદ્યોગને એકસાઇઝ કે ઇજારો લાગુ થાય એમ ન હતું.

ઇ. સ. ૧૮૬૯ માં દરીઆઇ મીઠાના ભાવ ચઢાવવામાં આવ્યા. એટલે આ ખારી માટીનું મીઠું ( Earth Salt ) સહીસલામતીથી સરકારી મીઠાથી હલકે ભાવે વેચાતું. તાત્કાલિક કાંઇ પગલાં લેવાનું આવશ્યક લાગવાથી, સરકારે પરવાનો આપવાનું દાખલ કર્યું, અને ધીમે ધીમે ‘ મોડા ’ દાબી દેવા માંડયા. તેમાં સૌથી સરસ, સફેદ, મનુષ્યને ખાધા લાયક, મીઠું ઉત્પન્ન કરતા ‘મોડા’ને પહેલા દાબી દીધા. આ ઉધોગ બંધ કરવાને પૂરતો બદલો આપવામાં આવતો. પરંતુ આ યોજના કાગળ ઉપર સંપૂર્ણ લાગતી હતી એટલુંજ ખરેખર ઉદ્યોગ બંધ પડયો ન હતો, અને જે ‘ મોડા ’નો પરવાનો નહિ અપાએલો હતો, ત્યાં મીઠું બન્યેજ જતું હતું. આ જોઇ સને ૧૮૭૬ના કમીશને એવી ભલામણ કરી

કે આ મીઠાનો ઉદ્યોગજ બંધ કરવો; કારણ કે સરકારનું કામ એક યા બીજે પ્રકારે આ ત્રણ જીલ્લાના લોક પાસેથી કર લેવાનું જ છે. આ ઉદ્યોગ બંધ થાય એટલે, થોડાં વરસ સુધી સખતાઇ રાખવાથી આપોઆપ દરીઆઇ મીઠાનો પ્રચાર થાય—એમ એ કમીશનની માન્યતા હતી.

મહેસૂલ જ વધારવા પર સરકારની રાજનીતિ મંડે તો એ શું શું કરે અને એમની નીતિ કેટલી નિષ્ઠુર થઇ શકે, તે આ બે જાતના મીઠા પ્રત્યેના સરકારી વલણથી સ્પષ્ટ થાય છે.

થોડા સમય ઉપર 'રૉયલ સોસાઇટી ઑફ આર્ટ્સ' સમક્ષ સર ટી. હૉલેન્ડે કરેલા ભાષણમાં ખારી માટીના મીઠા પ્રત્યેની સરકારની નીતિની ટીકા કરવામાં આવી હતી. એમણે જણાવ્યું હતું કે એ ઉદ્યોગ પરનાં હાલનાં બંધનને લઇને ગરીબ વર્ગને પુષ્કળ હાડમારી પડે છે. અને મહેસુલની નજરે પણ એ બંધનો બીનઅસરકારક અને અનિચ્છનીય, છે, ઉલટું એને લીધે ખેતી-કામમાં જોઇતું મીઠું મળતું નથી, અને પરિણામે ખેતી પડતી દશામાં આવી છે.

ઇ. સ. ૧૯૨૪ માં વડી ધારાસભા (ઍસેમ્બલી) માં અહમદ અલીખાને એક પ્રશ્ન પૂછયો હતો. તેના ઉત્તરમાં સરકારે જણાવ્યું હતું કે મહેસુલને ભારે નુકશાન જાય એમ હોવાથી એ ઉદ્યોગ પરનાં હાલનાં બંધન બીલકુલ ઢીલાં થાય એમ નથી. ગરીબ લોકને આ સંબંધે કેવાં ને કેટલાં દુઃખ પડે છે તેની તપાસ કરાવવા સરખી પણ દરકાર સરકારે કરી નહિ!

બંગાળને મુકાબલે મદ્રાસનો સરકારી ઇજારો એક વાતે ઉદાર હતો. મદ્રાસમાં હરાજીથી વેચાણ કરવાની રીત ન હતી; એટલે ત્યાં પેટાઇજારા ન હતા. આથી મીઠાની જાત બગડવાનાં કારણ ત્યાં ન હતાં. ખાનારને બંગાળની સરખામણીમાં નિર્મળ મીઠું મળતું.

ખોરાકની ચીજ તરીકે એ ચૅશાયરના મીઠા જેવું જ હતું. એમ ઈ. સ. ૧૮૭૧ માં સર ટી. પીકેફટે કહેલું. સરકારી ડીપોઓથી સો માઇલ દૂર એવાં ૨૨ જુદાં જુદાં ગામમાંથી ૨૨ નમુના લઇ, પ્લોડને ડૉ. મેયર નામના રસાયણશાસ્ત્રના પ્રોફેસર પાસે તેમનું પૃથક્કરણ કરાવ્યું હતું. તે નીચે મુજબ પ્લોડનના નિવેદનમાં છેઃ

| | |
|---|---|
| ભેજ | ૭ ટકા |
| રેત તથા રજ | ૩ ટકા |
| ક્લોરાઇડ સોડીઅમ (ચોકખું મીઠું) | ૮૯ ટકા |
| નાઇટ્રેટ ઑફ મૅગ્નેશીઆ અને ચુનો | ૧ ટકો |

મતલબ કે ભેજ બાદ કરતાં રહેતા ૯૩ ભાગમાં ૮૯ ભાગ એટલે ૯૫૬ ટકા ચોકખું મીઠું એમાં હતું.

ઇ. સ. ૧૮૭૬ ના કમીશને પણ નમુના તપાસરાવ્યા હતા; અને મદ્રાસના મીઠાની વિરુદ્ધ નૉર્થવીચના મીઠાની ચૅમ્બરના પ્રમુખ મી. ફૂકે કરેલી ફરીઆદ અતિશયોક્તિભરી હતી, એમ સાબીત કર્યું હતું. નજીવો બે ટકા જેટલો મેલ કોઇ રીતે રોગકારક ન હતો.

બંગાળને મુકાબલે છૂટક વેચાણના ભાવ સંબંધે પણ ફરીઆદનું કારણ ન હતું. સરકારે મુકરર કરેલા ઇજારાના દર ઉપર વાહન ખર્ચ અને યોગ્ય નફો ચદાવીને જ મદ્રાસ ઇલાકામાં મીઠું વેચાતું હતું.

ઇજારાની પદ્ધતિ દાખલ થયા પછી તરત જ, ઇંગ્લંડમાં મીઠાનો ઉદ્યોગ ચલાવનારાઓની છાની નજર બંગાળાની માફક મદ્રાસ ઉપર પણ પડવા લાગી. મદ્રાસનું બજાર હાથ કરવા ઇ. સ. ૧૮૪૬ માં પહેલો પ્રયત્ન થયો. ત્યાંના ખાનારને અનુકૂળ નહિ આવવાથી આખું વહાણ સરકારના લશ્કરના ઉપયોગ માટે ખરીદી લેવામાં આવ્યું. તેથી નહિ થાકતાં ઇ. સ. ૧૮૭૦ માં

બીજો પ્રયત્ન થયો. સત્તાવાળાઓએ જકાત ભરવાની મુદ્દત વગેરે બાબતમાં સર્વ સગવડ આપવા છતાં પણ પહેલાંથીય વધારે ખરાબ નિષ્ફળતા મળી; આખો જથ્થો ફરીને કલકત્તે ચઢાવવો પડયો.

નૉર્થવીચની મીઠાની ચૅમ્બરનો પ્રમુખ ઇ. સ. ૧૮૭૪ માં હિંદ આવ્યો; પછી હિંદ અને ઇંગ્લંડના સત્તાવાળાઓ સાથે એવો તો ભારે પત્રવ્યવહાર ચલાવ્યો કે પરિણામે 'સેક્રેટરી ઑફ સ્ટેટે' ઇ. સ. ૧૮૫૭ માં આખા પ્રશ્નની તપાસ કરવા હુકમ કર્યો. વડીસરકારે મદ્રાસના મીઠાની વિગતસર તપાસ કરવા માટે એક કમીશન નીમ્યું. ઇ. સ. ૧૮૭૭માં મીઠાનો દર એકસરખો કરવાનો ઠરાવ થયો, જેથી કરીને સ્થાનિક મીઠાની હરિફાઇમાં ખાનગી પરદેશી મીઠાની આયાત કરનારને ફરીઆદનું કારણ ન રહે!

મીઠાના ઉદ્યોગનો વહીવટ ઇજારાથી કરવાનું કેવા સંજોગોમાં મદ્રાસ ઇલાકામાં શરૂ થયું તે અગાઉ કહેવાઇ ગયું છે. શરૂઆતનાં વર્ષ (ઇ. સ. ૧૮૦૫–૦૮) માં સૌ કલેકટરો ઉપર એક એજંટ હતો. ઇ. સ. ૧૮૦૮ માં કલેકટરોને કમીશન આપવાની પદ્ધતિ દાખલ કરી, અને તેમને સીધા મહેસુલબોર્ડના હાથ નીચે મૂકયા. પરંતુ કમીશનની પદ્ધતિ ઇ. સ. ૧૮૩૬ થી બંધ થઇ. વહીવટ એજન્ટોને હાથ સોંપી દેવાની રીતની ખૂબ ટીકા થવા લાગી. ઇ. સ. ૧૮૫૨ માં ડીરેકટરોએ મહેસુલી ખાતાથી જુદા મીઠાને આબકારીના અમલદારો નીમવા સૂચના કરી. પ્લોડને પણ તેવી ભલામણ કરી. પરંતુ થોડાક જીલ્લાઓમાં મીઠા માટે એક ડેપ્યુટી કલેકટર નીમવા ઉપરાંત બીજી રીતે તેનો અમલ થયો નહિ. મલબારમાં તો દરીઆઇ જકાતનો અમલદાર જ મીઠાના ઉદ્યોગની દેખરેખ રાખતો.

પરરાજ્યોની હદમાં મીઠું પકવાતું. એ ઇજારાના સંબંધમાં એક ભારે પ્રશ્ન હતો. પૉન્ડીચૅરીનું ફ્રેંચ સંસ્થાન એ એકજ પરરાજ્ય મદ્રાસ ખાતે હતું, ઇંગ્લંડ અને ફ્રાન્સે તા. ૭–૩–૧૮૧૫ માં લંડનમાં કરાર કર્યો. તે મુજબ ફ્રેંચ મુલકના ઉપયોગ માટે જોઇતા મીઠા સિવાયનું સઘળું હીંદની ફ્રેંચ હદમાં પકવાએલું મીઠું ખરીદી લેવાનો હક એકલી બ્રીટીશ સરકારને મળ્યો. વળી ફ્રેંચ મુલકમાં મીઠાના ભાવ બ્રીટીશ હીંદના મીઠાના ભાવ બરાબર રાખવા અને બદલા તરીકે ફ્રેંચ સરકારને રૂા. ૪૦૦૦૦૦ આપવા એમ ઠર્યું. પરંતુ આ વ્યવસ્થા અનુકૂળ નહિ આવવાથી તા. ૧૩–૫–૧૮૧૮ ના રોજ બીજો કરાર થયો. અગરના માલીકોને નુકશાની બદલ આપવાના રૂા. ૧૪૦૦૦ લઇ ફ્રેંચ સરકારે પોતાની હદમાંથી આખો ઉદ્યોગ દાબી દેવાનું માથે લીધું. અને આગલા કરારમાં ઠરાવ્યા મુજબનો ફ્રેંચ સંસ્થાનના ઉપયોગનો મીઠાનો જથો બ્રીટીશ સરકારે વેચાતો આપવો, તથા ફ્રેંચ હદમાં મીઠાના ભાવ બ્રીટીશ હદમાંના ભાવને લગતા રહે, એમ ઠરાવ્યું. આ કરાર ઈ. સ. ૧૮૩૭ માં ફરી થયો. તેમાં ફ્રેંચ હદમાં પહોંચાડવાના મીઠાના વાહનનું ખર્ચ વહેંચી લેવાની કલમ ઉમેરવામાં આવી.

ઇ. સ. ૧૮૩૬ ની કમીટી આગળ ક્રૉફર્ડે આપેલી જુબાની પરથી જણાય છે કે, ફ્રેંચ રૈયત માટે અપાતું મીઠું માથાદીઠ ૨૨ થી ૨૩ શેર લેખે ગણાતું. એટલે બંગાળાની રૈયતની વપરાશ કરતાં સરાસરી ૧૦ થી ૧૧ શેર વધારે જતું. વખત જતાં વધારે ને વધારે જથામાં મીઠાની માગણી ફ્રેંચ મુલક માટે થતી, દાણચોરીથી મીઠું બ્રીટીશ મુલકમાં આવતું એમ શંકા થવા લાગી. બ્રીટીશ હદના બજારભાવથી ઓછે ભાવે ફ્રેંચ મુલકની અંદરના ભાગની ડીપોઓ ઉપર છૂટક મીઠું વેચાતું; અને સગવડ પણ ઘણી હતી. છતાં મહેસુલબોર્ડને કે સરકારને ફ્રેંચ મુલકને મળતું મીઠું ઘટાડવાનાં કે આવાં બીજાં કાંઈ સખત પગલાં લેવાં ઠીક

ન લાગ્યાં. ઇ. સ. ૧૮૭૬ ના કમીશને રિપોર્ટ કર્યો કે વસ્તુસ્થિતિ ઘણે ભાગે તેવીને તેવીજ છે.

મદ્રાસ ઇલાકામાં સરકારી ઇજારાની પદ્ધતિ દાખલ કરવાના કાંઇ ખાસ સંજોગ ન હતા. બંગાળાના પગલે અને વડીસરકારના ફરમાનથી જ એ દાખલ થઇ હતી. અરધી સદી સુધી એ પદ્ધતિ પૂર જોસમાં ચાલુ રહી. પાર્લામેન્ટની નીમેલી કમીટીઓએ બંગાળાના વહીવટની જ તપાસ કરી હતી. ઈ. સ. ૧૮૧૨, ૧૮૩૦, અને ૧૮૩૨ ની કમીટીઓએ મદ્રાસ વિષે કાંઇ હકીકત ભેગી કરી નથી. ઈ. સ. ૧૮૩૬ ની કમીટીને બ્રીટીશ હિન્દના મીઠાની તપાસ કરવા નીમેલી; છતાં મદ્રાસ બાબતે એણે કાંઇ કર્યું નહિ. ઇ. સ. ૧૮૫૩ ના પટા વખતે ઇજારાના અત્યાચારથી વિલાયતની આમની સભા પણ જાગ્રત થઇ અને ઇજારો બંધ કરવાનું ફરમાન કર્યું; ત્યારેજ 'ઇજારો કે એકસાઇઝ?' એ સવાલે ધ્યાન ખેંચ્યું.

પરિણામે પ્લોડનને બીજી પદ્ધતિઓની તપાસ કરવા નીમવામાં આવ્યો. મુંબઇની પદ્ધતિને અનુસરી એકસાઇઝની પદ્ધતિ દાખલ કરવા એણે ભલામણ કરી. ઉદ્યોગ ચલાવવાની સંપૂર્ણ છૂટ નહિ, પણ યોગ્ય સ્થળોમાં પરવાના, આપવા એવી એની ભલામણ હતી. આનો 'સેક્રેટરી ઓફ સ્ટેટે' સ્વીકાર કર્યો. પશ્ચિમ કિનારાના બે જીલ્લા અને ચીંગલેપુટમાં એ પદ્ધતિ દાખલ કરવાના હુકમ સુદ્ધાં કાઢયા. પરંતુ એ એકસાઇઝના કાયદાનો ખરડો ઇ. સ. ૧૮૫૯ માં મદ્રાસ સરકારે પાછો ખેંચી લીધો; કારણ એ કે જે વસ્તુની પડતર કિંમતથી સાત ગણો કર લેવામાં આવતો તેના પર કર ઉઘરાવવાને જૂની સ્થાપિત પ્રથાને ઉખેડી નવી એકસાઇઝ પદ્ધતિ દાખલ કરવામાં એમને ડહાપણ જણાવ્યું નહિ. આ રીતે પ્લોડનની ભલામણ ક્યાંય સુધી પડી રહી. છેવટે ઇ. સ. ૧૮૭૧ ના ૬ઠા કાયદાથી મુંબઇની પદ્ધતિએ એકસાઇઝ દાખલ કરવાનો

ઠરાવ થયો. પણ ઇ. સ. ૧૮૫૬ સુધી એનો અમલ થયો ન હતો. સ્વતંત્ર ઉદ્યોગ ચલાવવા રજા મળી શકે, એટલું જ પરિણામ એ કાયદાથી આવ્યું.

ઇ. સ. ૧૮૭૪ માં ફેરીને મદ્રાસના મીઠાના વહીવટની ઝાટકણી કાઢેલી. તે ઉપરથી મદ્રાસ સરકારે ઇજારાની પદ્ધતિનો બચાવ કરતું જાહેરનામું કાઢ્યું. તેમાં જણાવ્યું હતું કે, એ પદ્ધતિથી લોકને ઘણા વ્યાજબી દરે સારૂં પથ્ય મીઠું પુરતા પ્રમાણમાં મળે છે; અને સરકારને સહેલાઇથી અને નિશ્ચિતપણે મોટા થતા જતા પ્રમાણમાં મહેસુલ ઉપજે છે. વળી ખાનાર કે પકવનાર કાંઈ ફેરફાર ઇચ્છતા નથી. એકસાઇઝની પદ્ધતિથી લોકને કે સરકારને કાંઇ વિશેષ ફાયદો થશે, એવી ખાતરી કોઈ આપી શકતું નથી. માટે ફતેહમંદ નીવડેલી ચાલુ પદ્ધતિને ખાલી સિદ્ધાંતના વાંધા કાઢી રદ કરવી એ વ્યાજબી નથી."

એકસાઇઝની પદ્ધતિ દાખલ કરવામાં શી અગવડ છે, તે પ્રશ્નની તપાસ ઈ. સ. ૧૮૭૬ ના કમીશને ખાસ કરીને કરી. તેમણે જણાવ્યું કે " મુંબઇ જેવી સવડના અભાવે મદ્રાસના કેટલાક વિભાગમાં હરિફાઇને અવકાશ નથી; તેથી ખાનગી પરવાનાવાળો એ સ્થળે પોતાની ધારી રીતે અખતીઆર કરી શકે એમ હતું. છતાં મુંબાઇના એકસાઇઝ પદ્ધતિએ ઉદ્યોગ ચલાવવાવાળાની સરખામણીમાં, મદ્રાસના ધંધાદારીઓ સરકારી ઇજારાના મતના લોક કહે છે તેટલા બધા ગરીબ નથી; અને સરકારે નાણાં ધીર્યા વિના પોતાના પદરનો ધંધો ન ચલાવે એમ પણ નથી. ઉલટું હિંદુસ્તાન, બ્રહ્મદેશ, અને બીજા લગતા દેશને મીઠું પૂરું પાડવાના વેપારમાં કુદરતી રીતે તેમજ ભૌગોલિક સ્થિતિને લઇને મદ્રાસનો ભાગ હોવો જોઇએ અને એ માટે એકસાઇઝ પદ્ધતિ મહાન આશાભર્યું સાધન છે."

વડી સરકારે આ ભલામણનો સ્વીકાર કર્યો—એવી શરતે કે ગુણ, છત, અને ભાવ નિયમિત રાખવા માટે એકસાઇઝ પદ્ધતિનાં કારખાનાં ચલાવવાં. છતાં ઇ. સ. ૧૮૮૪ની સાલ સુધી સરકારી ઇજારો જ ચાલુ રહ્યો, એ સરકારે પોતેજ કબુલ કર્યું છે. તે સાલ પછી રફતે રફતે મુડીધારીઓના હાથમાં એકસાઇઝ પદ્ધતિએ તે હુન્નર જવા લાગ્યો. ઇ. સ. ૧૮૮૭ સુધીમાં મદ્રાસ ઇલાકામાં ખપતા મીઠાના ૮૭ ટકા જેટલું એકસાઇઝ પદ્ધતિએ પકવાતું થયું. વેચાણ ભાવ ૬ થી ૧૪ આના રહેતા. અને અગરવાળા હાથ ઉપર મીઠાની સીલીક રાખતા નહિ. આથી ઇ. સ. ૧૮૮૬-૮૭માં સરકારને પોતાનાં કારખાનાં ફરીથી ખોલવા પ્રેરણા થઇ, તે અનુસાર ઇ. સ. ૧૮૮૭-૮૮માં એકસાઇઝ પદ્ધતિએ વધારે પરવાના માટે થએલી અરજીઓ ના મંજુર થઇ.

મદ્રાસની કથા બંગાળાના અનુભવોને લીધે એકંદરે ઠીક છે. છતાં તેવાંજ દુઃખની કથની ત્યાં પણ છે. સરકારનું મહેસુલ એ મુખ્ય, અરે, એકજ હેતુ હતો. અને લોકસુખાકારીનો વિચાર કોરણે જ રહેતો. આ ઇલાકામાં હરાજીનાં વેચાણ અને પેટા-ઇજારા ન હતાં. પરંતુ ખારી માટીના મીઠા સંબંધે સરકારે બતાવેલું વર્તન. ઓછામાં ઓછું કહીએ તો પણ, અક્ષમ્ય હતું. માથા દીઠ મીઠાની ખપત ઓછી રહેતી. અને ઇજારો અને એકસાઇઝ જેમ ફરતાં તેમ એ ખપત પણ ફરતી.



## પ્રકરણ ૪

## મુંબઇ ઇલાકાનો મીઠાવેરાનો ઇતિહાસ

સત્તાવાળાઓ સમક્ષ મીઠાવેરાના વહીવટના પ્રશ્ન બીજા પ્રાંતો કરતાં અહીં મોડાં ઉભા થયા. ઇ. સ. ૧૮૩૮ પહેલાં, અમદાવાદ, ખેડા, મુંબઇ, બેટ, સુરત, ભરુચ, અને ઉત્તર તથા દક્ષિણ કોંકણ–એ સૌ જીલ્લામાં કર ઉઘરાવવાની અને તેની વ્યવસ્થાની જુદી જુદી પદ્ધતિઓ હતી; જેવી કે;

(૧) સરકારી અગરમાં પકવેલા સરકારી મીઠાના વેચાણથી.

(૨) સરકારી અગર ગણોતે આપીને.

(૩) ખાનગી કારખાનાંમાં બનેલા મીઠા ઉપર જકાત લઇને.

(૪) ખાનગી કારખાનાંનાં મીઠાના વેચાણનો અમુક અંશ લઇને.

૫) દરીઆઇ માર્ગે જતા આવતા મીઠા ઉપર જકાત લઇને તેમ અંદરના ભાગોમાં નાકું લઇને.

ઇ. સ. ૧૮૩૬ની કમીટી આગળ સાક્ષી આપતાં પીકોકે કહ્યું હતું કે તેમાં ઘણોજ ગોટાળાનો ભંડોળ છે, એ પદ્ધતિ શું છે તે કહેવુંજ અશકય છે, મુંબઇની મીઠાની મહેસુલ સંબંધે ડીરેકટરોને પણ કશી જ માહિતી ન હતી. આ રીતે ઉપજતું મહેસુલ નજીવું હતું. ઇ. સ. ૧૮૩૬–૩૭માં નાકાં પર લેવાએલો કર જતાં રૂા. ૨૩૫૪૨૪ મળ્યા હતા. મદ્રાસમાં ઇજારાની પદ્ધતિ દાખલ થતા પહેલાંની ઉપજની લગભગ બરાબરજ આ ઉપજ હતી.

બંગાળ સરકારની ભલામણથી રૂા. ૧–૧૩–૬ના મુકરર દરથી મીઠું વેચવાનો સરકારી ઇજારો રાખવાની યોજના મુંબઇ સરકારે

ઇ. સ. ૧૮૧૬માં ડીરેકટરોની કોર્ટને મોકલી. એમની ઉમેદ મહેસુલ ચાર ગણું કરવાની હતી; અને છતાં પ્રજાને કાંઈ ભારે બોજો નહિ પડે એમ એ માનતા હતા! મીઠું પકવવાનું ખર્ચ મણે અર્ધો જ આનો આવતું. માથા દીઠ ચાર આના કર આવે એમ હતું.

પરંતુ હાથ તળે તાજા આવેલા મુલકમાં કર વધારવાની યોજના ડીરેકટરોને પસંદ પડી નહિ. હરકોઇને જીવવા માટે એ જરૂરની વસ્તુ ઉપર કર પડે તે ગંભીર દમન રૂપ ગણાય. રાજદ્વારી વાતાવરણ સમધારણ થતા સુધી કર નાખવો જોખમ ભરેલો હતો, છતાં મુંબઇ ખાતે જકાત કમીટી તાજી નીમવામાં આવી હતી; તેને ઇ. સ. ૧૮૨૫માં સરકારે મહેસુલ સૌથી વિશેષ કેમ લેવાય તે પૂછ્યું. કરનો વધેલો બોજો લોક ખમી લેશે એમ માની લઇ સરકારે ઇજારા પદ્ધતિ દાખલ કરવા સંબંધે સહેજ સૂચના પણ કરી. કમીટીના સભ્ય મી. બ્રુસે તપાસ કરી. રસ્તાનાં અને શહેરનાં નાકાં પર લેવાતી જકાત તથા ધંધાદારીઓ પાસેથી લેવાતો કર બંધ કરાવી, રૂા. ૦–૬–૪નો એકસાઇઝ કર મીઠા પર લેવાનું એણે સૂચવ્યું. મુંબઇ સરકારે આ સૂચનાનો સ્વીકાર કર્યો; ઇ. સ. ૧૮૨૮ના જુનમાં બ્રુસની યોજના ડીરેકટરોને મોકલી.

ડીરેકટરોએ તે મંજુર કરતાં જે પત્ર લખ્યો તેમાં બહુ રાજનિપુણના બતલાવી હતી. અમુક કર કાઢી નાખવાની સરકારની ઇચ્છા હતી માટે જ આ કર મંજુર કરવામાં આવ્યો હતો. કરનો બોજો વધારવાનો જ હેતુ હોત તો વધારવા દેત નહિ. સરકારી કારખાનાં વેપારીઓને વેચતાં કે ભાડે આપતાં તેની મીલકત કે સાહિત્યસાધનની કિંમતથી વધારે કશું કર રૂપે ન લેવું એવી ડીરેકટરોએ ખાસ ભલામણ કરી હતી. કરનો દર ઓછો હોવાથી દાણચોરીનો ભય જુજ રહેશે એમ એમને આશા હતી.

મીઠાખાતાના વહીવટ સંબંધી જીલ્લા અમલદારો તરફથી સૂચનાઓ

મોજણી કરી રેવન્યુકમીશ્નરે ઇ. સ. ૧૮૩૫ ની આખરે મોકલી. પણ એ ખરડો અમલલાયક થાય તે અગાઉ એ સંબંધી સૌ કાગળો વડી સરકાર ઉપર મોકલી આપવામાં આવ્યા. કારણ કે તે વખતે કલકત્તામાં અખિલ હિંદની "કસ્ટમ કમીટી" કામ કરતી હતી, તેની આગળ મુંબઇની જકાતપદ્ધતિની પણ સામાન્ય પુનઃરચનાનો સવાલ હતો.

કસ્ટમ કમીટીએ દેશ અંદરની, શહેરનાકાં પર કે રસ્તે લેવાતી જકાત કાઢી નાખવા ભલામણ કરી હતી. તેની સાથે હિંદસરકાર સંમત થઇ નહિ, સબબ કે સરકારની તાત્કાલિક નાણાંવિષયક સ્થિતિને લીધે મહેસુલનો એટલો ભારે ભોગ અપાય એમ નહતું. કયા કર વધારવા કે ઘટાડવા કે નવા નાખવા તે પ્રશ્નની તપાસ કરવા સરકારે એ કમીટીને સોંપણી કરી. કમીટીએ જણાવ્યું કે, મુંબઈ ઈલાકામાં માલ લઇ જવા લાવવા ઉપર જકાત લેવાય છે, તે વેપારધંધાને ઘણી નુકશાનકર હોવાથી વિના વિલંબે કાઢી નાખવી જોઈએ; અને મહેસુલની ખોટ પુરવા મીઠા ઉપર દેશી મણે રૂા. ૦-૮-૦ કર નાખવો. ગુજરાત સિવાયના ભાગમાંથી જતા આવતા માલ ઉપર નાકાંનો કર ૯ લાખ ઉપજતો હતો. તેટલો આ મીઠાવેરાથી મળી રહે એમ કમીટીનું ધારવું હતું. બાકીની ખોટ પુરવા આયાત ઉપર જકાત વધારી કલકત્તાના ધોરણે રાખવી એવી ભલામણ કરી.

પરંતુ મુંબઇ સરકારને રૂા. ૦-૮-૯ નો કર ઘણો ભારે-જરૂરથી પણ વધારે ભારે-લાગ્યો. નાકાંના કરનું મહેસુલ મેળવી લેવા રૂા. ૦-૬-૦ નો કર પુરતો છે એવી એમણે વડી સરકારને સૂચના કરી. તેનો વડી સરકારે ઇન્કાર કર્યો. છેવટે ઇ. સ. ૧૮૩૭ ના ૨૭ મા કાયદાથી અગર ઉપરથી મીઠું ખસતા પહેલાં રૂા. ૦-૮-૦ કર લેવાનું ઠર્યું. જીલ્લા કલેકટર અગર પર કામ કરવા

પરવાનો આપે અને મીઠાખાતાના અમલદારો દેખરેખ રાખે; વળી ચોકી થાણાં ઉઠાડવાં. પરવાના વગર મીઠું લઇ જનાર, સંગ્રહનાર કે બનાવનારને મીઠું જપ્ત કરવા ઉપરાંત બીજી રીતે પણ શિક્ષા કરવી. નાકાં પરની જકાત લેવાનું આ કાયદાથી તો કામચલાઉ મોકુફ રાખવામાં આવ્યું. તે જકાત ઇ. સ. ૧૮૩૮ ના પહેલા કાયદાથી રદ થઇ, તેથી કેટલી ખોટ ગઇ તે નીચેના આંકડાથી જણાશેઃ—

| | રૂ. |
|---|---|
| નાકાંની જકાતથી થતું ચોકખું ઉત્પન્ન | ૧૬૬૦૦૦૦ |
| રૂ. ૦–૮–૦ ના કરથી " " | ૧૪૦૯૦૦૦ |
| ( ૭ વરસની સરાસરી ) ખોટ | ૨૫૧૦૦૦ |

મુંબઈ સરકારની વલણ મૂળથી ઉદાર હતી. અગરોની નજીક રહેતા લોકને મીઠાવેરો મોટી હાડમારી રૂપ હતો. એ ધ્યાનમાં લઇ એ લોક પરનો બોજો ઓછો કરવાનો રસ્તો કાઢવા એમણે કમીટી નીમી. પરંતુ કમીટીને આવી અમુક જ લોકને રાહત આપવી, એ સલાહભર્યું ન લાગ્યું. છેવટે નિરાકરણ એમ થયું કે મીઠામાં આથેલી માછલી પર આયાત કે નિકાશની જકાત લેવી નહિ, કેમકે તે વાસ્તે વપરાએલા મીઠા ઉપર એકસાઈઝની જકાત લેવાએલી હોય છે. આમાં કાંઈ મૂળ ધારણા મુજબની ઝાઝી રાહત ન હતી.

હજુ શહેરનાકાં પર લેવાતી જકાત ચાલુ હતી. ઇ. સ. ૧૮૩૮ ના પહેલા કાયદાની ત્રીજી કલમમાં એ કાયમ રાખી હતી. આ કર અને મદ્રાસમાં લેવાતો 'મોહતુર્ફા' વેરો મળી ૧૦ લાખ જેટલી ઉપજ આવતી હતી. પરંતુ હિંદ સરકારના પોતાનાજ કહેવા મુજબ એ કરોમાં એટલો બધો અન્યાય, અસમાનતા,

અનિયમિતતા અને ગુંચવાડા હતા કે, એમાં કયો દોષ કે વાંધો નથી, એજ કહેવું મુશ્કેલ હતું. આથી એ કર કાઢી નાખી મીઠા પર જકાત ૦–૧૨–૦ કરવાની ભલામણુ થઈ. પાછળથી મદ્રાસના ધોરણે લાવી મૂકવા રૂા. ૧–૦–૦ નો કર લેવા સુચના થઈ. કારણુ કે મદ્રાસ ઇલાકાના મોંઘા મીઠાથી સસ્તું પડે તો મુંબાઇ ઇલાકામાં દાણુચોરીથી મીઠું જાય. લોકને બોજો પડવાની વાત પોતાની સગવડ ખાતર હવે સરકાર ભૂલી ગઇ!

ઇ. સ. ૧૮૪૪ ના ૧૬ મા કાયદામાં આ શહેરનાકાંની જકાતની કાળી બાજુ બતાવી હતી. પરંતુ તે કાઢી નાખવાનું સૂચન સરખું ન હતું. આવી રીતનું આપખુદીનું પ્રદર્શન જોઇ લોકલાગણી ઉશ્કેરાઇ હતી; અને તા. ૨૮–૮–૧૮૪૪ ના રોજ સુરતમાં હુલ્લડ થયું હતું. કરના બોજાની સખતાઇ લોકને કેવી સાલતી હતી, તે જણાવવા આ ઐતિહાસિક બીના નોંધવા ઉપરાંત બીજી ટીકાની જરુર નથી.

આ કાયદો અમલમાં આવે તે પહેલાં તા. ૩–૭–૧૮૪૪ ના ખરીતામાં ડીરેકટરોએ મીઠાવેરો રૂા. ૦–૧૨–૦ રાખી મદ્રાસમાં લેવાતા કરનો દર તે મુજબ ઘટાડવા આગ્રહ કર્યો; કારણુ કે લોકમાં અસંતોષ ફેલાય એવી તેમને બ્હીક હતી. આ રીતે સુરતના હુલ્લડને લીધે નહિ, પણુ બીજા કારણે, કાયદામાં રૂા. ૧–૦–૦ ની મંજુરી હોવા છતાં રૂા. ૦–૧૨–૦ કર લેવામાં આવ્યો. પછી એક મહીના બાદ ઇ. સ. ૧૮૪૪ ના ૧૯ મા કાયદાથી 'મોહતુર્ફા' અને શહેરનાકાંના કર કાઢી નાખવામાં આવ્યા. બદલામાં ૦–૪–૦ ના મીઠાવેરામાં કરેલા વધારાથી રૂા. ૭૩૧૦૦૦ સરાસરી મળ્યા: એટલે કે એકંદરે રૂા. ૩૫૭૦૦૦ નુકશાન આવ્યું. પ્લોડનની ગણુતરી મુજબ ઇ. સ. ૧૮૫૨–૫૩ માં નુકશાન ઘટયું હતું.

છતાં ઇ. સ. ૧૮૫૬ માં પ્લોડને પોતાના નિવેદનમાં આ બાર આનાના કરને વધારેમાં વધારે મહેસુલ ઉપજાવવા માટે ફાયદાકારક ગણ્યો નથી. કારણકે દાણચોરી પુષ્કળ થતી હતી. જો કે લોક ઉપર ગેરવ્યાજબી સખતાઇથી આ કરનો બોજો પડતો હતો, છતાં તે બોજો ઘટાડવાના હેતુથી નહિ, પણ દાણચોરી અટકાવવાના જ હેતુથી પ્લોડને કર ઘટાડવા લખ્યું. વડી સરકારની ધારણા બંગાળના ધોરણે સઘળેથી એક–સરખો કર લેવાની હતી. પણ પ્લોડને બહુ જબરી દલીલ કરી વાંધો ઉઠાવ્યોઃ બંગાળમાં રૂા. ૦–૮–૦ પડતર કિંમત હતી, એટલે રૂા. ૨–૮–૦ નો કર લેવાથી દરમાં ૫૦૦ ટકા જ વધારો થાય. પણ મુંબઇમાં સવા આનો જ પડતર કિંમત હોવાથી રૂ. ૦–૧૨–૦ કર લેવાય તો પણ દરમાં ૧૦૦૦ ટકા વધારો થાય.

ઇ. સ. ૧૮૫૯–૬૦ ના અરસામાં વડી સરકારે મુંબઇ–મદ્રાસનો કર રૂા. ૧–૮–૦ કરવા બાબત અભિપ્રાય માગ્યો. આ સમયે નાણાંની તંગીને લીધે મુંબઈ સરકાર ઈ. સ. ૧૮૪૪ ના કાયદામાં મળેલી છૂટ મુજબ રૂા. ૧) નો કર લેવાનો વિચાર કરતી હતી. બે મુલ્કી કમીશ્નરો અને એક જકાતખાતાનો કમીશ્નર એ ત્રણની કમીટી નીમાઇ. મુલ્કી અમલદારોએ રૂા. ૧–૮–૦ કર કરવા અભિપ્રાય આપ્યો. પરંતુ જકાતખાતાવાળા મી. સ્પુનરે પ્લોડનની માફક મજબુત દલીલ કરી જણાવ્યું કે, રૂા. ૧॥ કર લેવાથી મૂળ કિંમત પર ૨૦૦૦ ટકા વધારો થશે અને તેથી દાણચોરી વધશે અને ખપત ઘટશે; તથા પરિણામે મહેસુલની ઉપજમાં ધારેલો વધારો થશે નહિ.

મુંબઇ સરકાર સ્પુનરના મતને મળતી થઈ. છતાં નાણાંની તંગીને લીધે વડી સરકારની મનોદશા દલીલ કરવા–સાંભળવા જેવી હતી નહિ. વધારામાં બંગાળ સરકારનો વડી સરકારને ટેકો હતો.

એની ફરીઆદ એવી હતી કે બંગાળમાં કરનો દર વધારે હોવાથી એ વધારે પડતો ફાળો હિંદસરકારના ખર્ચમાં ભરે છે. એ ઉપરાંત ઇ. સ. ૧૮૫૭ નો બળવો આવ્યો. તે પછી ખર્ચના બોજાતળે દબાઇ રહેલી હિંદ સરકારે રૂા. ૧) નો કર દાખલ કર્યો તેમાં નવાઇ નથી.

ઇ. સ. ૧૮૬૧ ના એપ્રીલની ૧૩મી તારીખના જાહેરનામાથી આ કર રૂા. ૧–૪–૦ થયો. તેજ વરસના સાતમા કાયદાથી તે કાયમ થયો, અને 'ગવર્નર–જનરલ–ઇન–કાઉન્સીલ'ને રૂા. ૧ાા સુધી લઇ જવા છૂટ મળી. ઇ. સ. ૧૮૬૪ના ઑગસ્ટમાં વડી સરકારે રૂા. દોઢ વેરો લેવા ઇચ્છા કરી અને અભિપ્રાય માગ્યા. અભિપ્રાય એકસરખા તરફેણમાં આવવાથી ૯–૧–૧૮૬૬ ના જાહેરનામાથી કર વધારી રૂા. ૧ાા કરવામાં આવ્યો, મુંબઇ સરકાર પહેલાં ભારે વિરોધ દાખવતી હતી. તે વલણ શા કારણથી બદલાઇ ગઇ તે શોધવું મુશ્કેલ છે. (પેડર)

ઇ. સ. ૧૮૬૭ ના જુનમાં વડી સરકારને ફરીને બંગાળના દર બરાબર રૂા. ૨ાા કર લેવા ઇચ્છા થઇ. પણ સૌ બાજુથી વિરોધ થયો. મદ્રાસનો ગવર્નર હોબાર્ટ ખૂબ વિરુદ્ધ પડયો તે પહેલાં કહ્યું છે. મુંબઇ સરકારનો જવાબ પણ તેથી જરાય હળવો ન હતો. જીવનને આવશ્યક વસ્તુઓના ભાવ બહુ વધી ગયા હતા. લાગલાગટ કમી પાકનાં વરસ આવવાથી ગરીબવર્ગ બહુ દુઃખી થયો હતો. રેલ્વે ઘણા ભાગમાં નહિ ફરી વળેલી હોવાથી વાહન ખર્ચને લીધે મીઠાના છુટક ભાવ કરના વધારા કરતાં વિશેષ પ્રમાણમાં વધતા. કર વધવાથી વેપારીને વધારે મુડી રોકવી પડે; એટલે પણ તે પ્રમાણમાં ભાવ વધારે ચઢતા. છેલ્લાં દશ વરસમાં મીઠા વેરો ૧૦૦ ટકા વધી ગયો હતો. વળી મ્યુનીસીપલ અને બીજા સ્થાનિક કર પણ નાખવામાં આવ્યા હતા. પરિણામે

જકાતી મીઠાની-મીઠા માત્રની ખપત ઘટી હતી. જો દરમાં વધારો થાય તો ઈલાકાની સરકારને બીજો કર જરૂર પડયે નાખવા બીલકુલ અવકાશ રહે એમ નહતું.

દેશપર કેવી અસર થશે કે નહિ થાય તેનો લેશ પણ વિચાર કર્યા વિના નાણાંની તંગીની દલીલ હર વખતે જીતી જતી. તે જ પ્રમાણે આ વખતે પણ વડી સરકારની આર્થિક તાણની દલીલ આગળ, સઘળી દલીલ નકામી ગઇ. કચવાતે મને મુંબઇ-મદ્રાસે સંમતિ આપી. મદ્રાસ સરકારે તો શરત કરી કે આ કર વધારવાનો હેતુ બંગાળની જકાતનો દર ઘટાડવાનાં પગલાં ભરવાની શરુઆત છે, એમ સમજી આ સંમતિ આપીએ છીએ. આથી ઈ. સ. ૧૮૭૩ માં કર વધીને રૂા. ૧-૧૩-૦ થયો.

આ રીતે મુંબઇ ઇલાકામાં મીઠાવેરો વધીને ત્રણ ગણો થયો. સરકારની ધારણા વધારે મહેસુલ ઉપજાવવાનાં હતી. આંકડા જોતાં જણાય છે કે જેમ કરમાં વધારો થતો ગયો તેમ તેમ ખપત ઘટતી ગઇ. કર વધીને ૦-૧૨-૦ થયો તે વરસે આગલા વરસ કરતાં ૨૦ ટકા ઓછી ખપત દેશના અંદરના ભાગમાં થઈ. બીજે વરસે ૩૩ ટકા ઘટાડો થયો. આમ ૧૮૫૭-'૫૮ સુધો ખપત ઘટયે જ ગઇ હતી. ને પછી કર રૂા. ૧। થયો ત્યાં સુધી તો વધારે ઝડપે ઘટી. પરંતુ સરકારની મહેસુલ સ્થિરપણે વધતી જતી હતી. આ કમભાગ્ય હકીકતને લીધે જ એક પછી એક વધારો કરવા સરકાર પ્રેરાઇ; કારણ કે લોકોના પર ગમે તેટલો બોજો પડે, પણ આપણી મહેસુલને આંચ નહિ આવે, એવી સરકારને ખાતરી હતી.

આ રીતે ઘટતી ખપત જોતાં સ્પષ્ટ જણાય છે કે બંગાળ અને મદ્રાસની માફક મુંબઇ ઇલાકામાં પણ મીઠાવેરો લોકને ભારરૂપ હતો. ખપતના આંકડા સિવાય બીજે રસ્તે પણ આનો પુરાવો મળે છે. ઈલાકાના ખેડુતો તરફથી રૂસ્તમજી વીકાજીએ

૨૬, નવેમ્બર, ૧૮૫૮ ના રોજ સરકારને અરજ કરી હતી. તેમાં જણાવ્યું હતું કે કરને લીધે લોકને આવી નાનામાં નાની વસ્તુ પણ તજવી પડતી હતી. ઈ. સ. ૧૮૭૧ ની સીલેક્ટ કમીટી આગળ શહાબુદ્દીન કાઝી નામના કોંકણવાસી અમલદારે પણ આ મતલબની જુબાની આપી હતી. ઇ. સ. ૧૮૭૩ ની સીલેક્ટ કમીટી સમક્ષ નવરોજી ફરદુનજીએ કહ્યું હતું કે ખેતી અને મજુરી કરતા વર્ગનો મોટો ભાગ બહુ ગરીબ છે. તંદુરસ્ત જીવન ગાળવા પુરતો ખોરાક-પોશાક તે ખરીદી શકતા નથી. ઘણા અડધો ખોરાક ખાય છે ને ઘણાક તો ભૂખે મરે છે. એક મૅકી નામના પાદરીને કોઇ દેશી રાજાએ રૂ. ૧૦૦ દાન કરવા આપ્યા. તેનું મીઠું લઇ વગર કિંમતે એક ગામના લોકમાં વહેંચવું, એ તેણે સૌથી ઉત્તમ ધાર્યું. ગરીબમાં ગરીબ લોક તો મીઠું પુરતું ન ખરીદી શકવાથી પોતાના ખોરાકમાં ખારી માટી ભેળવીને ખાતા. એક કુટુંબની માસિક આવક રૂ. ૬ ગણીએ તો, દર વર્ષે પોતાની આવકના ૨$\frac{3}{4}$ ટકા મીઠા માટે જ ખર્ચાતા. તેની ત્રણ વરસ પહેલાં આવકવેરાનો દર જ લગભગ એટલો હતો. ગરીબ લોકને એટલું ખર્ચ મીઠા પાછળ કરવું પડે એ એમની ટુંકી આવક ઉપર અવશ્ય ભારરૂપ હોવું જોઇએ.

મુંબઇ સરકારે નિયમિત એકસાઇઝ પદ્ધતિ દાખલ કરી કે તરત પોતાની મહેસુલનું રક્ષણ કરવાની જરૂર જણાઇ. ગેરકાયદે પકવણી તથા વેપારનો ભય હંમેશાં રહેતો. વડી સરકારને સંખ્યાબંધ અરજ કર્યા પછી ઇ. સ. ૧૮૫૦ નો ૨૧ મો કાયદો પસાર થયો. આથી સામાન્ય રીતે કાબુની લગામ સખત થઇ. મીઠાનાં કારખાનાં ઉપર પ્રાંતિક સરકારને સત્તા મળી. દર વરસે ૫૦૦૦ મણથી ઓછું મીઠું પકવતાં નાનાં કારખાનાં દાબી દેવાં, અને જે કારખાનું વાર્ષિક એટલું ઉત્પન્ન ન કરી શકે એમ લાગે તેને પરવાનો જ ન આપવો,

એમ ઠર્યું. પરદેશી કે યુરોપીઅન સંસ્થાનોમાંથી જતા આવતા મીઠા ઉપર એકસાઇઝના દર જેટલી જકાત લેવી એમ ઠરાવ્યું.

ગુન્હાની કલમો સખત કરવામાં આવી. ગેરકાયદે ચાલતો ઉદ્યોગ કે વેપાર જ ગુન્હાપાત્ર ગણાતો. તે ઉપરાંત તેને લગતું વાહન, વહાણુ કે કારખાનું પણ એકસરખું ગુન્હાપાત્ર ઠર્યું.

ઈ. સ. ૧૮૩૬ના કાયદાની ૯મી કલમથી સરહદ પર લાઇનદોરી નાખવાની સત્તા ક્યારનીય મળી હતી. એવી દોરી પહેલી ઇ. સ. ૧૮૩૬માં નાખી કાઠિઆવાડ અને મારવાડથી ગુજરાતને છૂટું પાડવામાં આવ્યું. કાઠિયાવાડમાં પકવાતું મીઠું તથા રણમાં કુદરતી રીતે બનતું મીઠું ગુજરાતમાં આવતું અટકાવવું એ એનો હેતુ હતો, પરંતુ જેમ મીઠાની જકાતના દર વધતા ગયા તેમ મારવાડનું મીઠું ગુજરાતમાં દાણચોરીથી લાવવું વધારે ને વધારે ફાયદા પડતું જણાયું. તેથી તે અટકાવવાની લાઇનદોરી આગળ ને આગળ લંબાઇ, ઇ. સ. ૧૮૬૯ સુધીમાં દાહોદ લગી પહોંચી. પોર્ટુગીઝ સંસ્થાન દમણ અને ગોવાની વિરુદ્ધ આ લાઇનદોરી વહેલાં ઇ. સ. ૧૮૪૦માં નાખવામાં આવી હતી.

પ્લોડને લંબાણ તપાસ કરી હતી. તેનું અનુમાન એમ હતું કે ખવાતા મીઠાનો મોટો ભાગ બીનજકાતી હતો. ઇ. સ. ૧૮૪૩–૪૪ના વરસ કરતાં ઇ. સ. ૧૮૪૬–૪૭ના વરસમાં મીઠાના ઉપાડમાં ઘણો ઘટાડો થએલો જોઇ ડીરેકટરોની પ્રેરણાથી મુંબઇ સરકારે તપાસ કરાવી. તેમાં પણ ગેરકાયદે વેપાર અને બીનજકાતી મીઠાની ખપતનો બહોળો પ્રચાર જણાયો. એક દશકા પછી, મહેસુલ ખાતાના મુલ્કી અમલદારો તરફથી પ્લોડનને મળેલા જવાબમાં પણ એજ જણાયું. છતાં ઇજારાને બદલે 'એકસાઇઝ પદ્ધતિ યોગ્ય રીતેજ દાખલ થઇ હતી તેની એને શંકા ન હતી.

વ્યાજબી નિયમન રાખવાથી એકસાઇઝ પદ્ધતિ ઇજારા જેટલી જ લાભકર રીતે કામ કરે એની એને ખાતરી હતી. એકસાઇઝ પદ્ધતિમાં પોતામાં કાંઇ ખામી ન હતી. દાણચોરીના ફેલાવાનાં કારણ વ્યવસ્થાની ખામીથી ઉભાં થયાં હતાં:-(૧) સત્તાની વહેંચણી અને વિધવિધતા. (૨) નાનાં નોકરોને ટુંકા પગાર. (૩) નિયમોની અપૂર્ણતા (૪) દેખરેખની ઢીલ. આ ઉપરાંત જકાતના ભારે દરને પણ દાણચોરી આભારી હતી. મીઠાની મૂળ કિંમતના પ્રમાણમાં જકાત બહુ ભારે હોવાથી અપ્રમાણિક ગેરકાયદે વેપાર કરવા લોકને ભારે લાલચ થતી; ને જેમ કર વધે તેમ એ લાલચ વધતી, એ ૧૮૭૧ની કમીટી આગળ મી. પેડરે પણ કબુલ કર્યું હતું.

આ પદ્ધતિ વિષે ભુંડામાંભુંડી વાત તો બીજી હતી. સરકારને પણ માહિતી હતી કે દાણચોરી ખરેખર ચાલે છે. એ દાણચોરી વગર માછલી આથવાના ધંધા જેવા કેટલાય ધંધા ભાગી પડયા હોત. કાઠિઆવાડ જેવી પરહદના માછીઓની સરખામણીમાં બ્રીટીશ હદના માછીઓને ગેરફાયદો રહે જ; તેથી કાંતો બ્રીટીશ હદના અગરમાંથી બીનજકાતે મીઠું ઉપાડી જવામાં આવતું, અથવા દેશીરાજ્યની હદમાંથી માછલાં મારવાની હોડીઓમાં મીઠું આવતું. એટલે પરદેશથી આવતી મીઠામાં આથેલી માછલી ઉપર જકાત ન લેવામાં સરકારે ભૂલ કરી હતી. આ હકીકત ઇ. સ. ૧૮૭૧ની કમીટી રૂબરૂ પેડરે જાહેર કરી હતી.

સામાન્ય ખોરાકના સંબંધમાં મીઠાની દાણચોરી કેટલા પ્રમાણમાં ચાલતી હતી, તે જોવા પેડરે આંકડા ભેગા કર્યા હતા. ઇ. સ. ૧૮૪૩–૪૪થી માંડીને પાંચ વરસ સધી વાર્ષિક ૩૦૩૯૩૫૩ મણનું સરાસરી વેચાણ થયું હતું. ઇ. સ. ૧૮૬૮–૬૯ની પહેલાંનાં પાંચ વરસમાં વાર્ષિક ૩૦૪૪૨૪૦ મણ વેચાણ થયું હતું. ઉપર ઉપરથી

વેચાણ સ્થિર રહ્યું લાગે. પરંતુ એ કારણથી જણાય છે કે લોકે મીઠું ઓછું ખાધું હતું. માળવા થતી નિકાશમાં એક લાખ મણ ઘટાડો થયો હતો એ ખરૂં. પરંતુ જી. આઇ. પી. રેલ્વે ઉઘાડવાથી વરાડ અને મધ્યપ્રાંતમાં ૪॥ લાખ મણ મીઠું એ માર્ગે ગયું હતું. આ રીતે ઇલાકામાં લગભગ ૩ લાખ મણ મીઠું ઓછું ઉપડયું. બીજું, આ ૨૧ વરસ દરમીઆન લગભગ વીસ ટકા જેટલી વસ્તી વધી હતી. તે હિસાબે મીઠાની ખપત ૨૦ ટકા વધવાને બદલે ઉલટી ઘટી, આ રીતે એકંદરે ૨૫ ટકા મીઠું દાણચોરીથી આવ્યું એવી પેડરની ગણતરી છે. દર માથા દીઠ ૧૪ પાઉન્ડ મીઠું ખપવું જોઇએ. તેને બદલે ૧૦.૧૪,૧૬ મીઠું ખપ્યું; એટલે ૩'૨/૧૬ પાઉન્ડ બીન જકાતી મીઠું ખવાયું. ૧૬૪૮૯૫૬૯ની વસ્તીએ ૬૨૮૪૧૩ મણ મીઠા ઉપર રૂા. ૧–૧૩–૦ના દરે જકાત ન ભરી; તેથી ૧૧૩૮૯૯૮ રૂપીઆની મહેસુલને ખોટ આવી. તેવી જ દાણચોરી નિકાસ થતા મીઠાની થતી તે જુદી. આ રીતે લગભગ ૧૪॥ લાખની ખોટ આવતી એમ પેડરનું કહેવું હતું.

વડી સરકારને કર રૂા. ૧॥ કરવો હતો. સ્થાનિક અમલદારોએ પોતે આંખે જોયેલી વસ્તુસ્થિતિ પરથી અભિપ્રાય આપ્યો હતો કે, વખતોવખત કરમાં થએલા વધારાથી જકાતી મીઠાની ખપત તેમજ મીઠા માત્રની ખરી વપરાશ પણ ઘટી હતી. પરંતુ કર વધવાથી ખપત ઘટી એમ પેડરે માનેલું નહિ. એના અભિપ્રાય મુજબ કર એવો કાંઇ ભારે ન હતો કે ખપત ઘટે, કારણ કે મદ્રાસ ઇલાકામાં ખપત સ્થિરપણે વધતી જતી હતી. એટલે પેડરે મદ્રાસના ધોરણ મુજબ ઇજારો દાખલ કરવાની ભલામણ કરી. એના અભિપ્રાય મુજબ એવા સખત પગલા સિવાય દાણચોરી અસરકારક રીતે દબાવી દેવાય એમ ન હતું. આ ઇજારો દાખલ કરવાનું કારણ એટલું જ કે મીઠાનો સંગ્રહ એક સરકારી ઠેકાણે હોય તો જાપ્તો

સારો રહે !! એથી ઉલટું પ્લોડને દાણચોરીનું પ્રમાણ જાણવા છતાં પણ મુંબઇની એકસાઇઝ પદ્ધતિને પસંદ કરી હતી, તે આગળ આવી ગયું છે.

મીઠાના પ્રશ્ન સંબંધે સરકારને દેશી તેમજ પરદેશી રાજ્યની હદ જોડે અથડામણ થતી. મદ્રાસ અને બ્રીટીશ યુરોપીઅન સંસ્થાનોની હકીકત આગળ આવી ગઈ. તેમજ મુંબઇ ઇલાકામાં પરસંસ્થાનોની હદ ઉપર લાઇનદોરી નખાઇ હતી તે પણ કહેવાઈ ગયું છે. પરંતુ વડોદરા રાજ્યની હદ જોડે મુંબઇ સરકારને આ સૌથી ભારે અથડામણ થઇ.

ઈ. સ. ૧૮૫૩ના અરસામાં ગાયકવાડે મીઠાનાં કારખાનાં ખોલવા માંડયાં, અને પોતાની હદના દરીઆ કાંઠે બંદરો ઉઘાડવાં શરૂ કર્યા. આવું ન થઈ શકે એ મતલબના સ્પષ્ટ કોલકરાર અંગ્રેજ અને ગાયકવાડ વચ્ચે થયા નથી, એટલે વડોદરા રાજ્યને અટકાયત ન કરવી: એવી બ્રીટીશ રેસીડેન્ટ કર્નલ માલ્કમે પણ ગાયકવાડની તરફેણ કરી. છતાં વડી સરકારે જુદો મત આપ્યો. પેશ્વાના હાથ નીચે આવા હક ભોગવાયા નથી, એટલે દરીઆકાંઠાનાં જે કાંઇ કામ જયાં થઇ શકે તે સઘળી જમીન પેશ્વાઇ વારસાથી બ્રીટીશને મળી હતી. વળી બ્રીટીશ સરકારની મહેસુલનો નાશ થાય, કારણ કે બ્રીટીશ અને ગાયકવાડી મુલક એવા ગુંથાઇ ગયા હતા કે ગાયકવાડી મીઠાની અટકાયત અશકય હતી. આથી ૧, મે, ૧૮૬૯ના પત્રમાં મુંબઇ સરકારે ગાયકવાડના આવા કોઇ હક ઉપરના દાવાનોજ ઇન્કાર કર્યો.

આ ઇન્કારનું પેડરના રિપોર્ટમાં એક વધારાનું કારણ આપ્યું છે. ગાયકવાડી હદમાંના રેલ્વેના ખર્ચ પુરતી આવક તે હદમાં ન હતી. છતાં બી. બી. સી. આઇ. રેલ્વેને આપેલી બાંહેધરી મુજબનું

વ્યાજ આપવા બ્રીટીશ રૈયત જ કર ભરતીઃ એટલે કે ગાયકવાડી રૈયતને રેલ્વેની સગવડ બ્રીટીશ પ્રજાને ભોગે મળતી. તેથી ગાયકવાડની રૈયત મીઠાવેરો ભરે તો તે યોગ્ય જ હતું.

લાંબા કાળ સુધી સંદેશા ચાલ્યા પછી ઑખામાં મીઠાના કારખાનાં હમણાં ખોલવા દેવામાં આવ્યાં. એ ઉપરથી સરકારના દૃષ્ટિકોણમાં કાંઇ ફેરફાર થયો છે કે કેમ એ કળી શકાતું નથી. સંધિ મુજબ સઘળું મીઠું કલકત્તે જ નિકાસ થઇ શકે છે. એટલે એ ઉપરથી ગાયકવાડે માગ્યા મુજબ હક મળ્યો એમ કહી શકાય નહિ.

ઇ. સ. ૧૮૭૩ની કમીટી આગળ જુબાની આપતા સાક્ષીઓનું ધ્યાન ખાસ કરીને મુંબઇ અને બંગાળની વસ્તુસ્થિતિ વચ્ચેના ભેદ તરફ ખેંચવામાં આવ્યું હતું. બંગાળી પ્રજા રૂા. ૩ અને રૂા. ૩ા કર આપી શકે; ત્યારે મુંબઇ ઇલાકાની પ્રજાને રૂા. ૧–૮–૦ અને રૂા. ૧–૧૩–૦નો દર પણ ભારે પડે છે, એમ બીનસરકારી તેમજ કેટલાક સરકારી સાક્ષીઓનું કહેવું હતું. બંગાળી રૈયત વધારે કર ભરી શકવાનું એક કારણ મી. નવરોજી ફરદુનજીએ આપ્યું હતુંઃ–મુંબઇ ઇલાકામાં બંગાળ કરતાં મહેસુલનો દર ભારે છે–મતલબ કે, જમીનદારોને જે સાંથ બંગાળામાં ભરવામાં આવે છે તેથી મુંબઇ ઇલાકાની રૈયતને વધારે ભરવું પડે છે.

આમ કરનો બોજો હોવા છતાં બંગાળાને ધોરણે કર વધારવો એવી વડી સરકારની માન્યતા હતી. બંગાળા પ્રાંત તરફથી વડી સરકારની મહેસુલમાં યોગ્ય અને વ્યાજબી ફાળા કરતાં બહુ વધારે ભરણું થાય છે, એ બંગાળ સરકારનો અભિપ્રાય એનો એજ કાયમ હતો. એ દૃઢ માન્યતાથી મીઠાવેરો સઘળે એક સરખો કરવા બંગાળ સરકાર માગણી કરતી. તેનો વડી સરકારને ગમતો અર્થ એજ હતો કે મુંબઇ–મદ્રાસના જકાતના દર વધારવા. છતાં

પેઠરે તો એવું બતાવ્યું છે કે બંગાળ પોતાને યોગ્ય ફાળાથી વધારે નહિ, પણ ઓછું ભરે છે. પહેલાંના કાયદા (કાયમી જમીન મહેસુલ) ને લીધે જો બંગાળના પૈસાદાર લોક પર કર ન નાખી શકાય એમ હોય તો તેમાં બીજાં પ્રાંતોને કંઇ લાગવું ન જોઇએ. સામ્રાજ્યના બીજા ભાગોને ન્યાય આપવાને માટે એ લાજમ છે કે બંગાળે એના માંહેના ભેદ ગોઠવી લેવા; અને બંગાળાની પૈસાદાર કરતાં ગરીબ રૈયત પર વધારે બોજો પડે તે છતાં વડી સરકારના ખર્ચમાં પોતાનો ઘટતો ફાળો આપવો. અર્થાત્ દરેક પ્રાંતમાં એક સરખો મીઠા વેરો રાખવાની માગણી વ્યાજબી નથી.



# પ્રકરણ ૫

## ઉત્તરહિંદ અને મધ્યહિંદ

### ઉત્તરહિંદ

કુદરતે મીઠાની છતના સંબંધમાં ઉત્તરહિંદ ઉપર પૂરી મહેર કરી છે. દાખલા તરીકે, પંજાબમાં ફક્ત ખોદીને લઈ જવા પુરતી જ મહેનત કરતાં મીઠું મળે છે. દરીઆકાંઠાના અગર માફક બીજી કશી ધમાલ કરવી પડતી નથી. એ સબરસનો ભંડાર મનુષ્યના જોવામાં પહેલો ક્યારે આવ્યો તે કોઈએ નોંધ્યું નથી. પંજાબ જેવા, દરીઆકાંઠાથી દૂર આવેલા, પ્રદેશમાં દરીઆઇ મીઠું લાવવું આર્થિક દૃષ્ટિએ પાલવે નહિ, એ તો ઠીક; પણ મધ્યકાલીન યુગમાં વાહનની સગવડના અભાવે એ લાવવું જ અશક્ય હતું: એ ડુંગરીઓ બહુ પ્રાચીન સમયથી મનુષ્યના જોવામાં આવી હતી અને વપરાતી આવી છે એમ અનુમાન કરવું જ પડે.

એ ડુંગરીઓમાં ખેવરા આગળની 'ધી મેયો સૉલ્ટ માઇન્સ' નામની મીઠાની ખાણો આખી દુનીઆમાં વિશાળમાં વિશાળ ગણાય છે. ઘણાં સૈકાંથી એમાંથી મીઠું ખોદાતું આવ્યું છે, અને હજી બીજાં ઘણાં વધારે સૈકા સુધી ખોદાશે. ભૂસ્તર–શાસ્ત્રીઓ એમ માને છે કે સમસ્ત પંજાબ, હિમાલયનો પ્રદેશ, રજપુતાના અને એશીઆ ખંડના બીજા ભાગ ઉપર 'ટેટબીસ' સમુદ્ર હતો. તે ધીમે ધીમે પૂરાઇ ગયો. તેમાંથી બનેલા જમીનથી

વીંટળાએલા અમુક ઉપસાગર અથવા સરોવરોમાં આ કિંમતી, સ્વચ્છ, પાસાદાર, રતાશપડતું ડુંગરી મીઠું–સિંધવ–બન્યું. જેમ જેમ આ સરોવરોનાં પાણી રફતે રફતે સુકાવા લાગ્યાં તેમ તેમ સોડીઅમ ક્લોરાઇડ અને સાથે બીજા મીઠાનાં પડ બાઝવા લાગ્યાં. એમાંથી મેયો ડુંગરની હારમાંની મીઠાની ખાણો થઇ. તેમાંની ત્રણ વેપારની દૃષ્ટિએ અગત્યની છે:–'ધી બીગબગી,' 'ધી સુજાવલ', અને 'ધી ફરવાલા', આ ત્રણે મળી એક માઇલ લાંબી અને ૫૫૦ ફુટ જાડા દળવાળી છે.

તેમાંથી દર વરસે ૧,૩૦,૦૦૦ ટન મીઠું નીકળે છે. એટલે તેની આર્થિક અગત્ય મોટી છે. વળી સોડીઅમ ક્લોરાઇડ સિવાયનાં, ખેતીકામ અને બીજા ધંધામાં ઉપયોગના મીઠાની જાતો ત્યાંથી જડે છે, જેવી કે પોટેશીઅમ, એપ્સમાઇટ, મૅગ્નેશીઅમ, વગેરે. એક ટન મીઠું ખોદવાનું ખર્ચ ફક્ત રૂા. ૧–૧૩–૦ આવે છે.

આ ડુંગરીઓ એક રાજકર્તા પ્રજાના હાથમાંથી બીજીના હાથમાં ગયાં કરી છે. બ્રીટીશ માલીકીની બનતા અગાઉ એ કેટલાંક વરસ સુધી રણજીતસીંગના કબજામાં હતી. કહે છે કે, એમાંથી એને વરસે ૧૬ લાખ મહેસુલ મળતું.

ઓગણીસમી સદીની શરૂઆતમાં માઉન્ડ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટને ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનું ધ્યાન આ તરફ ખેંચ્યું; અને જણાવ્યું કે હિંદી મજુરો બહુ અણઘડ રીતે એ ખનિજ ખોદી કાઢે છે. તેથી ખાણમાં કેટલાય અકસ્માત બનતા આવ્યા છે. એલ્ફીન્સ્ટને પહેલ કરી તે પછી યુરોપીઅનોની દેખરેખ હેઠળ એ ખાણો ગઇ. ઈ. સ. ૧૮૭૦ થી ખાણોની વ્યવસ્થા થોડે ઘણે અંશે સંપૂર્ણ થઇ છે.

આ ખાણોની પોતાની ઉપયોગિતા સિવાય પણ ખેવરાની સફર માત્ર કર્યાના ખર્ચ અને અગવડનો બદલો મળી રહે એમ

છે. સ્વચ્છ સિંધવની પાસાદાર દિવાલો, સ્તંભો, કમાનો, ઝૂલતાં છાપરાં ને લાકડીઓ આતશબાજીના તેજમાં અતિશય આનંદ આપે છે. આધુનિક ખનિજની એ એક નવાઈ છે.

સોડીઅમ ક્લોરાઇડ ઉપરાંત × બીજાં મીઠાંની હાજરી ને લીધે એ ખેવરાનું મીઠું તંદુરસ્તી પોષક અને ઔષધોના ગુણવાળું છે, એમ પંજાબના લોક માને છે. કોઇ પણ દરીઆઇ મીઠા કરતાં આ ખનિજ મીઠું એ વધારે પસંદ કરે છે.

અંગ્રેજો આવ્યા ત્યારે એમણે રાજ્યના ખજાના માટે નિયમિત પદ્ધતિ સર ઉત્પન્ન આ ખાણોમાંથી આવતું જોયું. ભારે મુડીધારીઓને એ ખાણો ગણોતે અપાતી, પણ પછીથી એ લોક એમની મરજી મુજબ નિરંકુશપણે એ ખાણોનો વહીવટ કરતા. વળી શહેરનાકાં કે માર્ગનાકાં પર જકાતપાત્ર ૪૮ ચીજોમાં મીઠું પણ હતું. ઇ. સ. ૧૮૭૩ની કમીટી આગળ લોર્ડ લૉરેન્સે જુબાની આપી હતી. તેમાં કહ્યું હતું કે શીખોના અમલ હેઠળ મણ દીઠ રૂ. ૧ાા કર હતો. આ સંબંધની વિગતોની ચોખવટ એ વાઇસરૉય સાહેબે કરી ન હતી. એટલે ઉત્પન્ન ઉપર એકસાઇઝ જકાત લેવાને બદલે ખાણો ગણોતે અપાતી, તે જોતાં એ સાહેબે શી રીતે આ ગણતરી કરી તે સમજાતું નથી.

સિંધુ નદીની આ પારના મુલકની સ્થિતિ ઉપર કહી તેમ છે. સિંધુની પેલી પાર મીઠાના બીજા ભંડાર છે. કોહાટ જીલ્લામાં બહાદુર-

---

| | |
|---|---|
| × સોડીઅમ ક્લોરાઇડ | ૯૬.૧૦ |
| સોડીઅમ સલ્ફેટ | ૩.૨૦ |
| મૅગ્નેશીઅમ ક્લોરાઈડ | .૦૬ |
| ન ઓગળતો પદાર્થ | .૧૦ |
| | ૧૦૦.૦૯ |

ખેલ નજીક આઠ માઇલ લાંબુ અને ૧૦૦૦ ફુટ જાડું મીઠાનું પડ છે. આ મીઠું ખુલ્લી ખાણોમાંથી ખોદી કઢાય છે. એટલે એનું ખોદી કાઢવાનું ખર્ચ ખેવરાના મીઠાથી બહુ ઓછું આવે છે. મીઠાની જાત પણ સારી, સ્વચ્છ, પાસાદાર સોડીઅમ કલોરાઇડની છે. પણ બીટયુમીન નામના એક ગંધવાળા જ્વાલાગ્રાહી પદાર્થના ભેગને લીધે જરા ભુંખરાશ પર છે.

પહેલાં આ ખાણો બંડખોર પહાડી લોકના કબજામાં હતી; અને કોઈ પ્રકારનો કર એમને અણગમતો હતો. તેથી અહીં ગણોતની પ્રથા ન હતી. કોઇ સ્થાનિક ટોળીના મુખીને નામની ખંડણી પેટે એ ખાણ અપાતી. પરંતુ પેશાવર આવતાં બીજી કોઇ ચીજની માફક એ મીઠા પર પણ જકાત લેવાતી.

ઇ. સ. ૧૮૪૯માં એ મીઠાની ખાણો બ્રીટીશના કબજામાં પહેલી આવી. 'કાઉન્સીલ ઑફ રીજન્સી' (વાલીમંડળ)ના વહીવટ દરમીઆન દેશના માંહેલા ભાગની જકાતદારી તથા શહેરનાકાં અને માર્ગનાકાં કાઢી નાખવામાં આવ્યાં હતાં. મહેસુલની ખોટ પુરી કરવા નદી કાંઠે નાકાં બાંધવામાં આવ્યાં અને દારૂ ઉપરનો એકસાઇઝ કર વધારવામાં આવ્યો. મીઠાવેરો પણ વધારીને સિંધુ નદીની આ બાજુ પર મણ દીઠ રૂા. ૨) કરવામાં આવ્યો. ઇ. સ. ૧૮૭૧ ની સીલેક્ટ કમીટી સમક્ષ પંજાબના લેફ્ટેનન્ટ ગવર્નર મકલીઑડે કહ્યું હતું કે પહેલાંના રાજ્ય દરમીઆન લેવાતા કર કરતાં એ વધારે હતો.

પરંતુ એ મુલક ખાલસા કર્યા પછી સખત આર્થિક સુધારા હાથ ધરવામાં આવ્યા. 'ફેરીટોલ' (નદીકાંઠાનાં નાકાં), દારૂવેરો અને મીઠાવેરો સિવાયના સઘળા કર કાઢી નાખવામાં આવ્યા, અને સ્ટૅમ્પવેરો વધારવામાં આવ્યો. સિંધુ, સતલજ અને જમ્મૂ નદીની જકાતદારી નકામી ગણી કાઢી નાખવામાં આવી. બદલે, રજપુતાના તથા સિંધમાંથી થતી આયાત અને વાયવ્ય સરહદ પ્રાંતોમાં થતી

નિકાસ અટકે એવી લાઇનદોરી નાખવામાં આવી. સિંધુની આ બાજુની ખાણો ઉપરનો અંકુશ વધારે સખત કરવામાં આવ્યો. ખાણો ગણોતે આપવાને બદલે તેજ ઠેકાણે લઈ જવાતા મીઠા ઉપર એકસાઇઝ જકાત લેવાનું ઠર્યું.

છતાં સિંધુ પારની ખાણો તો મુખ્યત્વે જુની સ્થિતિમાં ચાલુ રહી. ઇ. સ. ૧૮૬૩ માં બહાદુરખેલની ખાણો પર રૂ. ૦–૪–૦ અને બીજે ફક્ત રૂ. ૦–૨–૦ કર લેવાતો હતો. સિંધુ નદી પર લાઇનદોરી નાખી ઓછા કર–બોજાવાળું એ મીઠું પંજાબમાં આવતું અટકાવવામાં આવ્યું. એ પહાડી પ્રદેશના લોક સહેજમાં ઉશ્કેરાઇ ખૂનામરકી કરી બેસે એવા હોવાથી બ્રીટીશ અમલદારોને હળવે હાથે કામ લેવાની ફરજ પડતી. કર વધારવાનો સહેજ પ્રયત્ન થતાં જ પહાડી લોક તરફથી હિંસા પ્રધાન ઉત્તર મળતો. લૉરેન્સની ૧૮'૭૩ ની કમીટી આગળની સાક્ષીથી જણાય છે જે, સરહદ પરની એક ખરાબ લડાઇ કર વધારવા કરેલા યત્નમાંથી જન્મી હતી. જીલ્લા કલેકટર અને તેના મદદનીશોનું આ કારણસર એક વાર ખૂન કરવામાં આવ્યું હતું. વળી બીજી વખતે એ આખો દેશભાગ હથિઆર લઈ સજ્જ થઇ ગયો હતો.

બ્રીટીશ હકુમત હેઠળ કરની બાબતમાં જે ફેરફાર થયો તેના પરિણામે સ્થિર રીતે અને જલદીથી મહેસુલમાં વધારો થયો હતો. તે નીચેના આંકડાથી જણાશે.

| | | | | |
|---|---|---|---|---|
| શાખના વખતમાં | ... ... | ૪ | લાખ | |
| ગાલીમંડળના ,, | ... ... | ૬ | ,, | |
| બ્રીટીશ ,, અકટો., '૪૯–એપ્રીલ'૫૦ | | ૮ | ,, | કુલ ઉત્પન્ન |
| ૧૮૫૦–૫૧ | ... ... | ૧૫ | ,, | ,, |
| ૧૮૫૧–૫૨ | ... ... | ૧૩ | ,, | ,, |
| ૧૮૫૨–૫૩ | ... ... | ૧૭ | ,, | ,, |
| ૧૮૫૩–૫૪ | ... ... | ૧૯ | ,, | ,, |

સિંધુની આ પાર મીઠાની પડતર કિંમત પ્લોડનની ગણતરી મુજબ ૦–૨–૦ હતી. એના પર સરકારનો સખત ઇજારો હતો, કારણકે એ પ્રદેશમાં ખાવાનું મીઠું પકવવાની તેમ જ આયાત કરવાની પણ મનાઈ હતી. જથાબંધ વેપારીને જે ભાવે અપાયું હોય તે પર દરેક ખાણના મુખ પર જ મહેસુલ લેવાતું. બંગાળ અને મદ્રાસની ઇજારાની પદ્ધતિની પ્લોડને સખત ટીકા કરી છે, છતાં અહીં આ પદ્ધતિથી વધારે સાદી કે વધારે વાંધારહિત પદ્ધતિ યોજવી અશક્ય છે, એમ એણે મત દર્શાવ્યો હતો.

ઈ. સ. ૧૮૫૦ પછીના દશકામાં માથા દીઠ ૮ પાઉન્ડ વપરાતું. રૈયતની વાર્ષિક આવક રૂા. ૩૬ હતી. આથી એક કુટુંબને માટે તેના કમાનારની આવકના ૪$\frac{1}{2}$ ટકા મીઠામાં જ જતા. રાજ્યના ખજાનામાં એનાથી આટલું ભરણું થઇ શકે કે નહિ, એ પ્રશ્ન તો કોઇને થતો જ નહિ. સૌથી કમનસીબ વાત તો એ છે જે આવી ગણતરી કરવા છતાં પ્લોડને દર ઘટાડવાને બદલે વધારીને રૂા. ૨–૨–૦ કરવા ભલામણ કરી. એમ કરવાનું કારણ એ હતું કે પરદેશથી થતી આયાત પરની જકાત રૂા. બે હતી તેના પ્રમાણમાં જ દેશમાં પણ કર લેવાય!

એ ભલામણ મુજબ મૂળ કિંમત રૂા. ૦–૨–૦ ઉપર રૂા. ૨) ચઢાવી ઈ. સ. ૧૮૬૦ થી રૂા. ૨–૨–૦ નો દર ઠર્યો. પછીના દશકામાં કર વધીને રૂા. ૩) સુધી પહોંચ્યો. આની અસર કેવી થઈ તે લૉર્ડ લૉરેન્સની '૭૩ ની કમીટી આગળની જુબાની પરથી જણાય છે. "પંજાબ અને રજપુતાનામાં નામના ખર્ચે મળતા મીઠા પર અતિશય ભાવ લેવાય તે લોકને ન લાગે એ મનુષ્યસ્વભાવ વિરુદ્ધ છે. લોક ફરીઆદ નથી કરતા એ વાત ખરી, પણ એ ફરીઆદ કેવી રીતે કરે? સરકારી અમલદારો કહે કે આ કાયદો છે ને તમારે કર ભર્યે જ છૂટકો છે. કાં તો કર ભરો અગર મીઠું ન

ખાઓ. સરકાર જ આમ કરે ત્યાં સરકારને ફરીઆદ શી? સિંધુ પાર કર વધારવા પ્રયત્ન કરી જુઓ ને ત્યાં કેવો ખળભળાટ થાય છે તેની ખબર પડશે." આ કરને લીધે લોકના ખાધામાં આવતા મીઠા પર તો શું પણ ઢોરના ઉપયોગના મીઠા ઉપર પણ હદ નંખાય છે. મીઠાના પુરતા ઉપયોગને અભાવે ગાંઠીઆ તાવ જેવા રોગમાં ઘણાં ઢોર મરી જાય છે. આ પ્રમાણે કર બોજા રૂપ છે એમ માનવા છતાં પણ કર રૂ. ત્રણુનો કરી શકાય એવો લૉરેન્સ સાહેબનો મત હતો!

## વાયવ્ય સરહદ અને અયોધ્યા

વાયવ્ય સરહદ પરના મુલકમાં કુદરતી બક્ષીસ પંજાબ માફક એટલી બધી ઉદાર નથી. તેમ છતાં, હિંદ સમસ્તમાં ભૂમિ માતા ઉદાર જ છે એવી કહેવત થઇ પડી છે, તે મુજબ માત્ર એકત્ર કરવાની મહેનતથી આપોઆપ મીઠું ત્યાં પણ મળી આવતું. જુવાનપુર અને કાનપુરમાં નીચલા થરમાં ઉંડે સુધી મીઠાવાળી માટીનાં પડ છે, તથા આખા પ્રાંતમાં ઠેરઠેર માટીમાં મીઠું મળેલું હોય છે–એવું ઇ. સ. ૧૮૬૩ માં બ્રુસે લખ્યું હતું. પરંતુ બ્રીટીશોનો પ્રવેશ થતાં સાથે ગમે તે સાદી રીતથી એ મીઠું એકત્ર કરવાની અગર પકવવાની મનાઈ કરવામાં આવી હતી. મી. મની નામના સરહદ પ્રાંતના અમલદારે જુબાનીમાં કહ્યું હતું કે હિંદના અમુક ભાગમાં મૂળ કિંમત ઉપર ૨૦૦૦ ટકા કર લેવાતો, ત્યારે બીજા ભાગોમાં જકાતની ગેરહાજરીમાં આપોઆપ કુદરત તરફથી મળતી ચીજ પર ભારે કર લેવાતો.

સરકારને પણ આવી મનાઇ કરવી સર્વથા યોગ્ય લાગતી ન હતી. ઇ. સ. ૧૮૫૯ માં અયોધ્યા સરકારે દેશી રીતે પકવાતા મીઠાની આડે ન આવવાનું ફરમાન કાઢયું. પરંતુ આથી આજુ બાજુના રજપુતાના અને ભરતપુરના મુલકમાંથી આયાત થતા મીઠા પરની

જકાતને એવો ધોકો લાગ્યો કે ૧૫૦ લાખ મણથી ઘટીને ૫૦ લાખ મણ જ આયાત થવા લાગી. સરહદ પ્રાંતના જકાત ખાતાના કમીશ્નરની વિનંતી પરથી આ છૂટ કામચલાઉ પાછી ખેંચી લેવામાં આવી. પરંતુ લોકોને પુષ્કળ હાડમારી પાડે છે એમ સમજી એ છૂટ પાછી આપવામાં આવી. મીઠાના કાયદા અમલમાં હતા ત્યારે પણ ઘણાં વરસ સુધી સરકારી અમલદારો શિક્ષાની કલમો પળાવવામાં ખુલ્લો અણગમો બતાવતા, કારણકે લોકને હાડમારી પડતી અને તે હેઠળ લોક કચડાઇ રહ્યા છે એમ એ સારી રીતે જાણતા હતા.

પરંતુ સરકારની ઉદારતા ટુંક વખતમાં ખૂટી ગઈ. અને અંતે મીઠાનો ઉદ્યોગ માત્ર સદતર બંધ કરવામાં આવ્યો. કર ભરવા છતાં પણ સ્પષ્ટ રીતે મીઠાવાળી જમીનમાં મીઠું બનાવવાની જમીનના માલીકને ગમે તેટલી જરૂર છતાં ચોકખી ના હતી. અને આવી નિંદનીય રીતે કુદરતી બક્ષીસનો બગાડ થતો હતો.

બ્રુસની નોંધ ઉપરથી બીજી સરકારી સખતાઈની હકીકત જડે છે. 'સૉલ્ટપીટર' અને 'સલ્ફેટ ઑફ સોડા' બનાવતાં જે મીઠું નીકળતું તે પર કર લેવાની તેમ જ વેચવા દેવાની સરકાર ના પાડતી. આવી રીતે બનેલા મીઠાનો નાશ કરવો એ સર્વ દવા બનાવનારને માટે ફરજીઆત હતું. બ્રુસે ભલામણ કરી કે બ્રીટીશ હિંદના આ ભાગને પરહદ–રાજપુતાના-ઉપર આધાર રાખવો પડે છે, માટે મોટાં કારખાનાંમાંનાં થોડાંક ફરીથી ઉઘાડવાં, પણ એ ભલામણ પર સરકારે ધ્યાન આપ્યું જ નહિ.

આ રીતે મીઠાનો ઉદ્યોગ સદંતર બંધ કરાવવાથી પંજાબ અને રાજપુતાનામાંથી મીઠાની આયાત કરવી એ આવશ્યક થઇ પડયું. સાથે સાથે કાનપુર અને ફત્તેપુર એ જુદાં જુદાં મોટાં થાણાં પર આખા મુલક માથે કર લેવાવા માંડયો. આગલા અર્થશાસ્ત્રીઓએ આર્થિક સુધારા કરવા ઘણી મગજમારી કરી હતી; શહેર નાકાં કે

માર્ગનાકાં પર કર લેતી મોગલ અને મરાઠાના સમયની કર પદ્ધતિઓને વિષે પોતાનો ધિક્કાર એમણે જાહેર કર્યો હતો, છતાં અંદરના ભાગમાં એક સ્થળેથી બીજે સ્થળે માલ લઇ જવા લાવવામાં પડતી હેરાનગતિ દૂર કરવા માટે, બહારની બાજુ પર રાજ્યોની સરહદ ઉપર એક જકાતદોરી નાખી, અને ત્યાં બ્રીટીશ હદમાં આવતું સઘળું મીઠું રોકવાનું રાખ્યું! આ લાઇનદોરી બહુ પ્રખ્યાત થઈ અને ઘણાં વરસ સુધી એ રહી. એ સરહદ પ્રાંતો પાસે મીઠાની મહેસુલમાં પોતાનો ફાળો ભરાવવાના સાધન રૂપ હતી.

કરનો દર થોડે ઘણે અંશે પંજાબનાં ધોરણે હતો. અને એનો માથાદીઠ બોજો પણ લગભગ ત્યાંના જેટલો જ પડતો. વારંવાર ફરીઆદો થતી કે કર પુષ્કળ ભારે છે, અને તેથી ખપત ઉપર અંકુશ રહે છે–ખપત છૂટથી થતી નથી. જેમ લોકની સ્થિતિ નબળી તેમ કર ઓછો હોવો જોઇએ; એ ઓછો રાખવામાં કુનેહ છે. વાયવ્ય સરહદ પ્રાંતના જકાત ખાતાના કમીશ્નરના આંકડા પરથી ૧૮૭૧ ની કમીટીના સભ્ય મી. ફૉસેટે ગણતરી કાઢી હતી કે એક સ્ત્રી અને ૩ વરસની અંદરનાં બે છોકરાંના કુટુંબવાળા માણસને મીઠાવેરો તે ૪ ટકા આવકવેરા બરાબર છે!

## રજપુતાના

રજપુતાનામાં ચાર પાંચ સરોવર છે. એ સુકાયા બાદ એમાં ઠરતા મીઠામાંથી સરકારની મહેસુલમાં સારો ઉમેરો થાય છે. એમાંનું એક જયપુરનું સાંભર સરોવર છે. એ ચોમાસામાં ભરાય છે ત્યારે તેનું ક્ષેત્રફળ ૯૦ ચોરસ માઇલ થાય છે. ફક્ત વરસાદની ઋતુમાં જ એ સ્થળ ૪ કે ૫ ફુટ ઉંડું સરોવર હોય છે. બાકીના વખતમાં એમાંનું પાણી સુકાઈ જાય છે અને પાછળ મીઠાની પોપડીઓ રહે છે. પરંતુ હિંદના ભૂસ્તરનું અવલોકન કરનાર સર ટી. એચ. હૉલેન્ડ અને ડૉ. ક્રીસ્ટી જણાવે છે કે ગરમીની ઋતુમાં કચ્છના રણમાંથી

રજપુતાનામાં આશરે ૧૩૦૦૦૦ ટન મીઠાવાળો પદાર્થ દર વરસે પવન સાથે ઉડી આવે છે.

સાંભર ઉપરાંત, જોધપુરમાં ડીંડવાણા અને ફલોડી તથા બીકાનેરમાં લોકારસુરનાં સરોવર છે. આ કુદરતી સરોવરો ઉપરાંત રજપુતાનામાં ખારા પાણીના ઝરા છે, એ પણ કિંમતી છે. રછાદ્રા ગામની પશ્ચિમે પાંચ માઈલ ઉપર લગભગ દશ સમચોરસ માઇલના ક્ષેત્રફળવાળું એક સરોવર છે. એનો આધાર સાંભરની માફક વરસાદના પાણી ઉપર નથી, પણ સતત વહેતા મીઠાવાળા પાણીના ઝરા ઉપર છે. એમ કહેવાય છે કે ૪૦૦ વરસ ઉપર પાંચા કરીને એક જાટે નાનું ગામડું વસાવ્યું. તે વખતે ત્યાં જાંજા નામે ખડવાલ જ્ઞાતિનો એક માણસ આવ્યો. તેણે એ ભેજવાળા નીચાણમાં મીઠું જોયું. તે વખતથી એ સ્થળમાં મીઠાનો ઉદ્યોગ શરુ થયો. ઉત્તર હિંદમાંની મીઠાની જાતોમાં શ્રેષ્ઠમાંનું એ એક છે. સાંભરના મીઠા કરતાં એ ચઢતું છે. એ ધોળું, સ્વચ્છ, સરસ પાસાદાર હોય છે. એમાં ૯૭–૯૮ ટકા NaCL હોય છે.

સાંભર, નવા અને ગુઢાનાં મીઠાનાં સરોવર એક ટોળે છે. પહેલાં એ સરોવરો વારાફરતી રજપુત અને મુસલમાન રાજકર્તાઓના કબજામાં હતાં. એમને ૨। લાખથી ૧૫ લાખ જેટલી કુલ મહેસુલ આવતી. જયપુર અને જોધપુરના અધિપતિઓને આ સરોવરોને કારણે કાયમ લોહી રેડાય તેવા કજીઆ થયા કરતા.

થોડે ઘણે અંશે અકસ્માત્ યોગે ઇ. સ. ૧૮૩૪-૩૫ માં એ સરોવરો અંગ્રેજોના હાથમાં આવી પડયાં. વારંવાર લૂંટ કરી જતી આ ધાડો અટકાવવાના દેશી રાજાઓના પ્રયત્નો નિષ્ફળ જતા–અથવા એઓ એ અટકાવવા નાખુશ હતા. તેથી અંતે એ લૂંટારાઓને દાબી દેવાના હેતુથી હિંદ સરકારને વચમાં પડવું મુનાસબ લાગ્યું. ધી એજન્ટ–ટુ–ધી–ગવર્નર–જનરલે રાજાઓ ઉપર ભૂતકાળમાં

થએલી નુકશાની ભરપાઈ કરવા અને ભવિષ્યની સહીસલામતી બાંહેધરી આપવા સંખ્યાબંધ માગણીઓ કરી. પરંતુ આનું કાંઈ પરિણામ નહિ આવવાથી ઇ. સ. ૧૮૩૪–૩૫ માં એક મોટી બ્રીટીશ લશ્કરની ટુકડી આ મુલકમાં મૂકવામાં આવી. એ મૂકવાનો હેતુ પાર પડ્યા પછી તેના થએલા ખર્ચના અઢી લાખ પાઉન્ડ જોધપુર અને જયપુરનાં બંને દેશી રાજ્યો પાછા ન ભરી દે ત્યાં સુધી મીઠાના સરોવરનું મહેસુલ બ્રીટીશ સરકારને આપવાનું ઠર્યું. ઇ. સ. ૧૮૪૪ માં દેવું પત્યે બ્રીટીશ લોકોએ તે સરોવરોનો કબજો છોડયો.

હિંદ સરકારના નિમંત્રણને માન આપી ઇ. સ. ૧૮૬૬ ના અરસામાં જોધપુરના મહારાજાએ એના મુલકમાં થઇ રેલ્વે લઇ જવાની મંજુરી આપવા ઇચ્છા બતાવી. મારવાડમાં પરદેશી માલ નજીવો આવતો; ને મીઠા સિવાય બીજી અગત્યની નિકાસ ન હતી. તેથી રાજ્યની મહેસુલ મુખ્યત્વે એની હદમાં થઈ પસાર થતા માલ ઉપર નાકાં આગળ લેવાતા કરની હતી. છતાં એજન્ટનાં લખાણો અને બ્રીટીશ સરકારની ઇચ્છાને માન આપી, પોતાની સૌ પ્રજાને લાભ થશે એમ માની, મારવાડમાંથી અમુક શરતે રેલ્વે લઈ જવા દેવા મરજી બતાવી. પચબદ્રામાં મીઠાનો જથો અસાધારણ હતો. ટુંકી મહેતલે ઘણી ઉત્તમ જાતનું ઓછામાં ઓછું ૨૫ લાખ મણ મીઠું ત્યાં મળી શકે એમ હતું, પરંતુ પચબદ્રા રેલ્વેના માર્ગથી આઘું હતું. વળી રેલ્વે લાઇન અને પચબદ્રાની વચ્ચેના માર્ગ ઉપર વરસના મોટા ભાગ દરમીઆન ઘાસ તથા પાણીનો દુકાળ રહેતો. આથી જોધપુર નરેશની ઇચ્છા છતાં સ્વાભાવિક રીતે વેપાર સંપૂર્ણ ખીલતાં અટકતો.

સાંભરના મીઠાના ઉદ્યોગ ઉપર જયપુર અને જોધપુરની ભેગી હકુમત હતી. જોધપુરના મહારાજા જોડે ઈ. સ. ૧૮૭૦માં કોલકરાર થયા. તે કોલકરારથી જોધપુરનો હિસ્સો બ્રીટીશને મળ્યો.

પટ્ટાની શરતો આ પ્રમાણે હતીઃ- દર વરસે રૂા. ૧૨૫૦૦૦ દરબારને ભરવા તથા ૮૩/૪ લાખ મણ ઉપરના મીઠાના વેચાણની ઉપજ ઉપર ૨૦ ટકા 'રૉયલ્ટી' આપવી. દરબારના ઉપયોગ માટે કોઈ પ્રકારનું ખર્ચ લીધા સિવાય ૭૦૦૦ મણ મીઠું વરસો વરસ પહોંચાડવું. એજ વરસમાં બીજા કોલકરાર થયા, તે મુજબ સાંભર પાસેનાં નવા તથા ગુઢાનાં સરોવર પણ બ્રીટીશ સરકારને પટે મળ્યાં તે બદલ વરસે રૂા. ત્રણ લાખ ભરવાના હતા અને ૯ લાખ મણ ઉપરાંત થતા મીઠાના વેચાણ ઉપર ૪૦ ટકા રૉયલ્ટી ઠરાવી.

ઇ. સ. ૧૮૭૯માં જસવંતસિંગ મહારાજા જોડે કોલકરાર થયા તે મુજબ મીઠાની ઉત્પત્તિનાં ચાર મુખ્ય સ્થળોનો પટો બ્રીટીશ સરકારને કરી આપી બીજા બધા મીઠું ઉત્પન્ન કરતા ભાગને દાબી દેવા ઠર્યું. એમાં એવી પણ શરત હતી કે બ્રીટીશ જકાતી મીઠા સિવાયના બીજા મીઠાની આયાત-નિકાસ બંધ કરવી, તથા મીઠા ઉપરથી આયાતવેરો તેમજ નાકાવેરો કાઢી નાખવો. આના બદલામાં દરબારને રૂા. ૩૯૧૮૦૦ અને દરબાર મારફતે કેટલાક જાગીરદારોને રૂા. ૧૯૫૯૫-૫-૩ વાર્ષિક બ્રીટીશ સરકારે આપવાના ઠર્યા, તથા એ સ્થળોના માલીકોને ત્રણ લાખ રૂપીઆ ઉચક આપવા ઠરાવ્યા. આ કરાર વફાદારીથી પાળવા બદલ બ્રીટીશ સરકારે મહારાજાને બીજા સવા લાખ રૂપીઆ વરસે આપવા-મીઠાના વેચાણમાંથી થતા ચોકખા નફામાં ૫૦ ટકા ભાગ આપવો તથા આઠ આનાથી વધારે નહિ એવા દરે રાજ્યના લોકના ઉપયોગ માટે સવા બે લાખ મણ મીઠું વરસો વરસ પૂરું પાડવા અને પચબદ્રામાં રાજાના ઉપયોગ માટે હરકોઇ જાતના લાગા સિવાય દસ હજાર મણ મીઠું આપવા બ્રીટીશ સરકારે માથે લીધું.

❧

## પ્રકરણ ૬

### જકાતદોરી—તેનો નાશ અને તે પછી

દેશના જુદા જુદા રાજકીય વિભાગોની નીમકની મહેસુલનો ઇ. સ. ૧૮૭૦ના દશકા સુધીનો રંગબેરંગી ઇતિહાસ પાછલાં પ્રકરણોમાં આવી ગયો. જકાતના દર જુદા જુદા પ્રાંતોમાં જુદા જુદા હતા :—

| | |
|---|---|
| બંગાળ | ૩—૪—૦ |
| પંજાબ | ૩—૦—૦ |
| વાયવ્ય સરહદ | ૩—૦—૦ |
| મુંબઇ | ૧—૧૩—૦ |
| મદ્રાસ | ૧—૧૩—૦ |

દેશના ભાગોમાં પ્રવર્તતા આવા ભારે તફાવતને લઇને લોકના નિત્યના જીવન ઉપર શી અસર થતી તે નીચેના અવતરણ પરથી જણાશે. એનાં ચાતુર્ય અને કૌટિલ્યને કોકજ પહોંચે.

"હિંદના કોઇ ભાગમાં લોક સુખાકારી જાળવવા પૂરતી છત ખરેખર ન હતી એમ કહી શકાય એવું નથી; તેમજ મીઠાવેરો ગરીબ વર્ગ ઉપર અસાધારણ રીતે સખત ભારરૂપ હતો એમ કહેવામાં અતિશયોક્તિ છે. છતાં, આપણી પ્રજાની ઘણી મોટી સંખ્યા પૂરેપૂરું જોઇતું મીઠું મેળવવામાં નિષ્ફળ નીવડતી; અને અંકુશિત ખપત ઉપર ભારે કર લેતી પદ્ધતિ આર્થિક દૃષ્ટિએ

પણ લાભકર ન હતી—એ બે વાતમાં શંકા નથી. મદ્રાસ અને મુંબઈ ઈલાકામાં સૌથી ઓછો વેરો હતો. અને મીઠાની સોંઘવારી તથા પુષ્કળ છત હતી. ઉત્તર હિંદમાં કે જ્યાં મીઠાની મોંઘવારી હતી, કર ભારે હતો અને છત સંકુચિત હતી, ત્યાંના કરતાં મુંબઈ, મદ્રાસના લોકમાં સરાસરી ખપત મોટી હતી. અને આર્થિક દૃષ્ટિએ પણ પરિણામ બહુ વધારે સારું આવતું. વસ્તીના પ્રમાણમાં હિંદના બીજા કોઈ ભાગ કરતાં મદ્રાસમાં મીઠાવેરાની ઉપજ વિશેષ આવતી.'×

કૃત્રિમ રાજકીય વિભાગો ઉપરાંત બીજા કોઈ પાયા સિવાય કરના દરોમાં તફાવત રહેતો. તેના પરિણામે એક બીજો આર્થિક જુલમ નીપજ્યો તે દેશ અંદરની જકાત દોરી. વાઇસરૉય લૉર્ડ લીટને ૯ મી ફેબ્રુઆરી, ૧૮૭૮ની ધારાસભા સમક્ષ આ જકાતદોરીના અસ્તિત્વનું કારણ એ કરના દરમાંના તફાવત માત્ર જ છે એમ જણાવ્યું હતું.

૧૮૭૩ ની કમીટી આગળ લૉર્ડ લૉરેન્સે બીજું કારણ આપ્યું હતું. શહેરનાકાં અને માર્ગનાકાં પરની જકાત બંધ કરવાથી મહેસુલને ગએલું નુકશાન ભરપાઈ કરવા નીમકવેરો બહુ વધારવામાં આવ્યો હતો, અને બ્રીટીશ મુલક-વાયવ્ય સરહદ મધ્યપ્રાંત તથા પંજાબ-અને રજપુતાના તથા ભરતપુર વચ્ચે જબરી સરહદ-દોરી નાખવામાં આવી હતી. રજપુતાનામાંથી આયાત થતા મીઠા ઉપર કર નાખવો અને ઓછા વેરાવાળું મીઠું આવતું અટકાવવું; એ સરહદદોરી નાખવાનું પ્રયોજન છે એમ ખજાનચી સર જૉન સ્ટેચીએ પણ ધારાસભામાં બજેટના ભાષણ દરમીઆન ઈ. સ. ૧૮૭૭ના ડીસેમ્બરમાં કહ્યું હતું.

આ લાઇન દોરી નાખવાની શરૂઆત ઈ. સ. ૧૮૪૩માં થઇ, અને પરિણામે એ એવી રાક્ષસી પદ્ધતિ નીવડી કે જેની જોડ

×Finace and Public works of India (London 1882) P. 223.

સહેજસાજ સુધરેલા કોઇ દેશમાં પણ જડવી અશક્ય છે." એમ સ્ટ્રેચીએ જ કહ્યું હતું. ઝાડી અને ઝાડ નીચે ઉગેલા છોડની બનેલી, પાર ભેદી ન જવાય એવો, પથ્થર ગચીઆં અને કેટલેક સ્થળે ચણતર કામની મદદથી વિશેષ મજબુત બનાવેલી એવી વાડ રચી એક ભારે કોટ કર્યો હતો. તેની એ લાઇન દોરી બનેલી હતી. ગ્રાન્ટડફે જાતે અવલોકન કરી કહ્યું હતું કે એ પ્રખ્યાત 'ચીનાઇ કોટ' થી ઉતરતી ન હતી. એનો વિસ્તાર જ ચોકખો ભયંકર હતો. ઈ. સ. ૧૮૬૯માં એ પૂર્વપશ્ચિમ આખા હિંદની પહોળાઇના ભાગમાં ફરી વળી હતી. અટક આગળ સિંધુ નદીના કિનારાથી શરૂ થઈ મદ્રાસ ઇલાકામાં મહા નદીના કિનારા સુધી ૨૩૦૦ માઇલ જેટલી એ લાંબી હતી. યુરોપમાં નાખી હોય તો એ દોરી મોસ્કોથી જીબ્રાલ્ટર સુધી જાય. ઇ. સ. ૧૮૭૯માં એ નાબુદ થઇ ત્યારે પણ લંડનથી કોન્સ્ટેન્ટીનોપલ જેટલી—૧૫૦૦ માઇલ—લાંબી હતી.

ઈ. સ. ૧૮૬૯માં એ જકાત દોરીની ૧૧૦ 'બીટ' પાડવામાં આવી હતી. દરેક 'બીટ'નો ઉપરી એક 'પેટ્રોલ' હતો. જાપ્તો રાખવા માટે ૧૭૨૭ ચૉકીઓ હતી. મધ્ય પ્રાંતના કેટલાક જંગલી ભાગમાં દાણચોરી કરનાર તેમજ જકાતી અમલદાર બંનેને વાઘ નડતા; તે ભાગ જતાં બીજે રાત ને દિવસ અખંડ જાગ્રતિથી પહેરો ભરવાની તદ્દન સંપૂર્ણ પદ્ધતિ યોજવામાં આવી હતી. ૧૨૦૦૦ માણસનું લશ્કર આ કામ માટે રોકાયું હતું. વેપારધંધાને શા અંતરાય પડતા હશે અને મુસાફરોને શું નુકશાન, સતામણી, કંટાળો અને હેરાનગતિ પડતાં હશે તે સહેલાઇથી કલ્પી શકાય છે.

મીઠું આયાત થતું અટકાવાતું તેમ એક બ્રીટીશ મુલકમાંથી બીજા બ્રીટીશ મુલકમાં કે દેશી રાજ્યમાં ખાંડ જતી તેની પણ એ સ્થિતિ હતી. આ લાઈનદોરીની સૌથી ધિક્કારપાત્ર વાત

તો એ હતી કે એ નંખાઇ ત્યારથી ભારે વિઘ્ન અને હેરાન ગતિ વેપાર ધંધાને પડે છે એમ સરકારે પણ સ્વીકાર્યું હતું; છતાં '૬૦ ના દશકાના અંત સુધી સરકારે આંખ આડા કાન કર્યા હતા —જાણે કે ઇલાજ કરવામાં કે લોકને મીઠું પૂરું પાડવાની સવડ કરવામાં એને કંઇ લાગતું વળગતું જ ન હોય !

આ જકાત દોરી રદ કરવા બે વસ્તુની જરૂર હતી. (૧) રજપુતાનાના દેશી રાજ્ય જોડે ગોઠવણ કરવી કે જેથી સરોવર ઉપર જ—ઉત્પત્તિના સ્થળ આગળજ વેરો લેવાય. (૨) દેશના જુદા જુદા ભાગમાં વેરાના દરમાં ભારે અસમાનતા હતી તે દૂર કરવી.

વાઇસરૉય મેયોએ ઇ. સ. ૧૮૬૯માં બંને દિશામાં શરૂઆત કરી. (૧) જોધપુર અને જયપુર જોડે મિત્રાચારીની રાહે વ્યવસ્થા કરી હિંદ સરકારે મુખ્ય ઉત્પત્તિ સ્થળ–સાંભરનું તળાવ પટ્ટે લીધું. એ સરોવરોથી દીલ્હી, આગ્રા સુધી રેલ્વે બનાવી, જેથી કરી સરહદના પ્રાંતોમાં મીઠું સહેલાઇથી લઈ જવાય; કારણકે સડક કે પૂલ વિનાના ૨૦૦ માઇલના અંતરને લીધે જુના કાળનાં વાહનોથી પહેલાં ઉત્તર હિંદમાં જોઇતું મીઠું પૂરું પાડવું અશક્ય હતું. (૨) મુંબઇ–મદ્રાસની જકાતનો દર તે પ્રાંતોની સરકારના સખત વિરોધ છતાં રૂા. ૦–૫–૦ વધારી રૂા. ૧–૧૩–૦ કર્યો.

લૉર્ડ નૉર્થબ્રુકે મધ્યપ્રાંત અને બિહારની ૮૦૦ માઇલની લાઇનદોરી કાઢી નાખી. મધ્યહિંદમાં રેલ્વે આગળ લંબાવવામાં આવી, જેથી જે ભાગમાં મીઠાના ઉદ્યોગની બંધી હતી ત્યાં વધારે સહેલાઇથી પૂરતા પ્રમાણમાં મીઠું પૂરું પડે. પછી લીટન વાઇસરૉય થયો. તે ખુલ્લી રીતે કહેતો કે આ લાઈનદોરી રાજકીય તથા આર્થિક દૂષણ છે. મેયોની નીતિની પૂર્ણાહૂતિ એને હાથે થઇ. બદલાને ઉચ્ચકો લઇ મીઠાની ઉત્પત્તિનાં સ્થળોનો વહીવટ હિંદ

સરકારને સોંપી દેવાની જુદાં જુદાં રજપુત રાજ્ય સાથેની વ્યવસ્થા ઇ. સ. ૧૮૭૮ સુધીમાં પૂરી થઇ.

આ રીતે એક કારણ તો ગયું. પરંતુ જકાત એકસરખી કરવાનો સવાલ વધારે મુશ્કેલ હતો. નીમકવેરો વધારવો કે ઘટાડવો ? મુંબઇ–મદ્રાસના સખત વિરોધની હકીકત આગળ આવી ગઇ છે. એમની માગણી ઉત્તરહિંદમાં નીમકવેરો ઘટાડવાની હતી. પરંતુ હિંદ સરકારને મન મુંબઇ–મદ્રાસને ધોરણે ઉત્તરહિંદમાં ઘટાડો કરવાનો સવાલ જ ન હતો. નાણાંભીડ પહેલાં હતી અને અત્યારે પણ હતી; એટલે કામચલાઉ પણ મુંબઇ–મદ્રાસનો દર વધાર્યેજ છૂટકો હતો !!

ડ્યુક ઑફ આર્જીલે સેક્રેટરી ઑફ સ્ટેટ તરીકે મોકલેલા તા. ૨૧–૧–૧૮૬૯ ના ખરીતામાં મીઠાવેરાને મહેસુલનો યોગ્ય અને અગત્યનો ભાગ ગણ્યો હતો, છતાં ગરીબ વર્ગમાં મીઠાની ખપત ઘટે એવો ભાર એમની જરૂરીઆતનાં ખર્ચ પર ન પડે તે જોવા કહ્યું હતું. ઇ. સ. ૧૮૭૭ માં સ્ટ્રૅચીએ ધારાસભામાં આજ રાજનીતિ વર્ણવી હતી; ને ખુલ્લું જણાવ્યું હતું કે મહેસુલની દૃષ્ટિએ પણ નિરંકુશ ખપત થવા દઈ નીચો દર રાખવો એ શ્રેષ્ઠ પદ્ધતિ છે.

તેમ છતાં, રૂ. ૧–૧૩–૦ નો ચાલુ દર પણ ખપતને સંકુચિત કરે છે એવા સ્થાનિક અમલદારો અને બીન–અમલદારોના અભિપ્રાયની ઉપરાંત થઇને મુંબઇ–મદ્રાસ માટે રૂ. ૨॥ નો દર વ્યાજબી શી રીતે ગણાયો ? હિંદ સરકાર આગળ મુખ્ય વાત મહેસુલની અને ગૌણ વાત ખપતની હતી. જુદા જુદા ભેદવાળા વેરાના દરથી મળતી મહેસુલ બરાબર મહેસુલ મેળવવા આખા હિંદમાં રૂ. ૨॥ નો દર રાખવો જરૂરનો છે, એવું સ્ટ્રૅચીએ જકાતદોરી કાઢી નાખવા સંબંધમાં કરેલા ભાષણમાં કહ્યું હતું. આ નીતિ

અનુસાર ઉત્તર હિંદમાં દર ઘટાડી રૂા. ૨–૧૨–૦ અને બંગાળામાં રૂા. ૩–૪–૦ કર્યો પાછળથી એ કર ઘટીને અનુક્રમે રૂા ૨–૮–૦ અને રૂા. ૨–૧૪–૦ થયો. દેશી રાજ્યો સાથેની વ્યવસ્થા આ દરમીઆન પૂરી થવાથી એપ્રીલ, ૧૮૭૯ થી એ જકાતદોરી કાઢી નાખવામાં આવી છે એવું જાહેર કરવામાં આવ્યું.

આ રીતે ઇ. સ. ૧૮૭૮ અને ૧૮૭૯ માં લેવાએલાં પગલાં નર્યાં લાભકર નહિ, તેમ નર્યાં નુકશાનકર પણ નહિ, એવાં હતાં. કોઇ ભોગે દેશની અંદરની જકાતની પદ્ધતિ રદ કરવી જોઇતી હતી, તે થઇ. પણ બીજી બાજુ મુંબઇ–મદ્રાસને માથે મૂળથી વધારે ભાર હતો, તે વળી ૩૭ ટકા વધ્યો. ૧૪ કરોડ ૮૦ લાખ માણસને રાહત મળી ત્યારે ૪ કરોડ ૭૦ લાખ માણસને બોજો વધ્યો. "સૌથી વધારે જણનું સૌથી વધારે ભલું" કરવાનો નિયમ જળવાયો. પણ જેમને ખમવું પડયું તેમને (મુંબઇ–મદ્રાસને) એ કાંઇ આશ્વાસન છે? વળી રાહત ગમે તેટલી આવકારલાયક હોય, પણ જુલમી કરના મૂળ પાપનું તેથી નિવારણ થતું નથી.

આ પ્રમાણે જકાતદોરી નાશ કરવા પછી ખપત અને મહેસુલ ઉપર શી અસર થઇ, તે નીચેના આંકડાથી જણાય છે:—

| વર્ષ | હજારની સંખ્યામાં ખપત મણ | ચોકખું મહેસુલ પાઉન્ડ |
|---|---|---|
| ૧૮૭૦–૭૧ | ૨૩,૦૩૧ | ૫૬,૮૬,૩૪૫ |
| ૧૮૭૪–૭૭ સરાસરી | ૨૪,૨૧૮ | ૫૭,૩૯,૪૬૦ |
| ૧૮૭૯–૮૦ | ૨૭,૮૬૧ | ૬૮,૯૫,૭૧૩ |
| ૧૮૮૦–૮૧ | ૨૭,૨૪૦ | ૬૫,૭૨,૦૦૦ |

ખપત તેમજ મહેસુલમાં ખુલ્લો વધારો થએલો છે. લગભગ ૧૫ કરોડ લોકના ઉપયોગ માટે ભાવ ઘટયા, ત્યારે તેના ત્રીજા ભાગના જ લોક માટે વધ્યા—એ વધારો બનવાયોગ્ય જ

હતો. વળી જ્યારે જ્યારે દરમાં વધારો ઘટાડો થતો ત્યારે જકાતખાતાની લગામ ખેંચી પકડાતી. તેથી પણ ખપત ને મહેસુલ વચ્ચેજ જતાં. ઇ. સ. ૧૮૮૦–૮૧ માં જે ઘટાડો થયો છે તેનું કારણ વેરાની વધારાની મુંબઇ–મદ્રાસ ઉપર થએલી અસર જ છે. મુંબઈ–મદ્રાસના આંકડા જોતાં ખપતમાં બે જ ટકા વધારો થયો જણાય છે. તે વસ્તી વધવાના પ્રમાણમાં ઘણો ઓછો કહેવાય. એનું અનિવાર્ય અનુમાન એ જ છે કે માથાદીઠ ખપત ઘટી હતી, કારણ કે આ સુધારા પહેલાં ઇ. સ. ૧૮૭૭ માં મીઠાનો ભાવ રૂ. ૨–૧૨–૦ હતો તે વધીને ઈ. સ. ૧૮૮૦માં રૂ. ૩–૫–૦ થયો હતો. આ જકાતદારી કાઢી નાખવામાં આવ્યા બાદ વધેલા કરને લીધે મુંબઈ–મદ્રાસમાં ખપત ઘટેલી, તે સરકારે પોતેજ ઇ. સ. ૧૮૮૯ માં પ્રસિદ્ધ કરેલા "Indian Administration in the past 30 years" નામના પુસ્તકમાં પૃષ્ઠ ૧૨ ઉપર આડકતરી રીતે કબુલ કર્યું છે. "મુંબઇ, મદ્રાસ કે જ્યાં કર વધારવામાં આવ્યો હતો ત્યાંની ખપત એના મૂળ ધોરણે પાછી આવી હતી."

બંગાળા અને ઉત્તર હિંદમાં કર ઘટાડવાનું પરિણામ ધાર્યા પ્રમાણે સારું આવ્યું. બંગાળમાં ૧૦ ટકા અને ઉત્તર હિંદમાં ૪૦ ટકા ખપત વધી. સમસ્ત હિંદમાં ખપત ૨,૪૪,૪૦,૦૦૦ મણથી વધી ૨,૭૫,૬૦,૦૦૮ મણ થઇ હતી. આ આંકડાઓ ઉપરથી સ્ટ્રેચીભાઇઓએ પણ કબુલ કર્યું કે કર ઘટાડવાથી આવક વધે છે, અને સરકાર પાસે મોટી બચત રહેતી હોવાથી કર ઘટાડવાની સખત ભલામણ એમણે ઇ. સ. ૧૮૮૧ માં કરી.

મૅયોએ ઇ. સ. ૧૮૬૯ માં દાખલ કરેલી રાજનીતિ મુજબ બીજું કાર્ય થયું; પણ કર ઘટાડવાનું હજુ બન્યું ન હતું. રીપને કર ઘટાડીને ઇ. સ. ૧૮૮૨ માં રૂ. ૨ કર્યો. આથી મુંબઇ–મદ્રાસનો ભાર ૨૦ ટકા અને બંગાળ તથા ઉત્તર હિંદનો ભાર ૩૦ ટકા ઘટયો.

જુના અનુભવના પાઠ હવે અમલમાં મૂકવાને સરકારની આંખ ઓચિંતી જ ઉઘડી. જેમ કોઇ ભેદ ખુલ્યો હોય તેમ એમને જણાયું કે " નિરંકુશ ખપત ઉપર સાધારણ કર લેવાથી, સંકુચિત ખપત ઉપર ભારે કર લેવા કરતાં વધારે આર્થિક લાભ થાય છે."

આ સૌ પ્રશંસાપાત્ર ખરું. છતાં તેજ ઇ. સ. ૧૮૮૨ ના મીઠાના કાયદાની સાતમી કલમથી, બંગાળી મણે ત્રણ રૂપીઆ સુધી કર દેશમાં બનતા કે આયાત થતા મીઠા ઉપર લેવાની, અને ઓછામાં ઓછા કેટલા દરે મીઠું વેચવું તે નક્કી કરવાની સત્તા સરકારને મળી. ભવિષ્યમાં આથી ભય ભારે હતો.

નાણાની છૂટ ઝાઝો વખત ટકી નહિ. ડફ્રીને બ્રહ્મદેશ ખાલસા કર્યું હતું. તેનો વહીવટ હિંદને ફાયદો કરવાને બદલે હિંદી ખજાનાને મોટા બોજારૂપ થવા માંડયો હતો. ચાંદીની કિંમત (સોના નાણામાં) ઘટી, તેથી ૧૫ લાખ પાઉન્ડની ખોટ ઊભી થઇ. વટાવના દર પણ ઘટવાથી સરકારને નુકશાન જતું હતું. એટલે અફીણ અને રેલ્વે ખાતાની આવક ઘટવાથી આર્થિક સ્થિતિ અતિ દુઃખકર થઇ છે, એવી દલીલ સરકારે કરી અને ૧૮૮૨ ના મીઠાના કાયદાનો આશરો લીધો !!

કારોબારી કાઉન્સીલે ઠરાવ કરી મીઠાવેરો વધારી રૂા. ૨ાા કર્યો. બદલામાં બીજો વેરો નખાય એમ હતું, પરંતુ ભારે આવક વાળા ઉચ્ચ વર્ગના લોક કે જેમના ઉપર સીધા કર નાખી શકાય એમ હતું તેમનું હીત જાળવવાની એકાએક હિંદ સરકારને અસાધારણ લાગણી થઇ આવી, અને તેમની ફરીઆદો સાંભળી બહુ ભારે ચિંતા બતાવવા લાગી. મીઠાવેરો વધારવામાં સરકારને લાંબો વખત થયાં આવકવેરો જેમને લાગે તેવા વર્ગ તરફથી પ્રેરણા મળતી હતી. આ મતલબની જુબાની ઈ. સ. ૧૮૭૧ની કમીટી રૂબરૂ ૪૨ વરસ સુધીના હિંદ અને હિંદીઓના ગાઢ પ્રસંગવાળા

રેવરંડ વીલ્સનને આપી હતી. કેઝલ્સ નામે વેપારી ધારાસભાના સભ્ય હતા, તેમણે પણ કહેલું કે ગરીબ પર પડતા ઘણા કરમાંથી પૈસાદાર છટકી જાય છે. પરંતુ કોઈ પણ કરપદ્ધતિની ખરી શક્તિનું માપ, એ મીઠાવેરા જેવા કેટલા આડકતરા કરથી દૂર રહી શકે છે અને ઉલટું કેટલા સીધા કર ભરાવી શકે છે એ છે. ઇ. સ. ૧૮૮૬માં ડફ્રીને કહ્યું હતું કે "મીઠાવેરો વધારવાનો જ માર્ગ અમારે માટે ખુલ્લો હતો, કારણકે જો કે એ આડકતરો કર હતો, છતાં આડકતરો હોવાથી જ, અમે જે આવકવેરો નાખવા માગતા હતા તેના જેટલો લોકમાં અપ્રિય ન થાત, પરંતુ એનો ભાર મુખ્યત્વે પ્રજાના ગરીબ વર્ગ ઉપર પડત એ પણ ખરું છે." કેવી દલીલ!!

મીઠાવેરાના આ વધારા સંબંધે લોકલાગણી શી હતી તે ઈ. સ. ૧૮૯૦માં કોંગ્રેસમાં ગોખલેએ કરેલા ભાષણમાં જણાય છે. "હિંદ સરકારે લાંબા વખતથી સ્વીકારેલી અને લીટન જેવા વાઇસરૉયે અને સ્ટ્રેચી જેવા ખજાનચીએ પણ ફરી ફરીને સ્વીકારેલી, એવી ડહાપણ ભરેલી રાજનીતિનો એ ક્રૂર ગુન્હાપાત્ર ભંગ છે."

પરંતુ નાણાંભીડનું કારણ આગળ ધરી ધરીને મીઠાવેરાનો ભારે દર ચાલુ રાખવામાં આવ્યો; તે ઘટાડવાનું ઇ. સ. ૧૯૦૩ સુધી સરકારને મુનાસબ લાગ્યું નહિ. જ્ઞાનભર્યા ઉદારતાના એકાદ આવેશમાં ઇ. સ. ૧૯૦૩માં કર રૂા. બે કરવામાં આવ્યો. ૧૯૦૫માં રૂા. દોઢ થયો, અને ૧૯૦૭માં રૂા. એક થયો.

એક રૂપીઆનો નીમકવેરાનો દર લગભગ એક દશકો ચાલુ રહ્યો, અને યુરોપીય મહાયુધ્ધે ખલેલ પાડી ન હોત તો વધારે લાંબો વખત ચાલુ રહેત. ઇ. સ. ૧૯૧૭માં આર્થિક તંગીને લીધે રૂા. ૦-૪-૦ વધારો કરવામાં આવ્યો. યુદ્ધની પૂંઠળ ખજાના ઉપર વધતો ને વધતો બોજો પડવા લાગ્યો અને અપવાદરૂપે

ખોટનાં સરવૈયાં બનતાં તે રોજના નિયમ જેવાં થઇ પડ્યાં. તેથી ઇ. સ. ૧૯૨૨માં લેજીસ્લેટીવ ઍસેમ્બલી પાસે રૂા. ૨ાા વેરો મંજુર કરવા માગણી થઇ. આ જ વખતે સરવૈયામાં લશ્કરખાતાના બેદરકાર ખર્ચની મંજુરીની પણ માગણી હતી. એટલે સરકારી સરવૈયાની દરખાસ્ત નામંજુર કરવી એજ એક માર્ગ પ્રતિનિધિ સભાને માટે ખુલ્લો હતો અને તે નામંજુરજ થઈ. બીજે વરસે ૧૯૨૩માં પણ વધારા માટેની દરખાસ્તની આ સ્થિતિ થઇ. પરંતુ આ વેળા સરકાર વિશેષ મક્કમ હતી. ઍસેમ્બલીએ નામંજુર કરેલું બીલ સરકારે કાઉન્સીલ ઓફ સ્ટેટ સમક્ષ રજુ કર્યું. તેણે સંમતિ આપી એટલે એ બીલ ફરીથી ઍસેમ્બલીમાં આવ્યું; પણ એ ધારાસભા તો અડગ જ રહી. છેવટે ઇ. સ. ૧૯૧૯ના 'રીફોર્મ એકટ'માં મળેલી 'સર્ટીફીકેશન'ની સત્તાની રૂએ ગવર્નર જનરલે રૂા. ૨ાા નો કર મંજુર કર્યો.

પછીના ઇ. સ. ૧૯૨૪–૨૫ના બજેટમાં રૂા. ૨ાા નો કર મંજુરી માટે મૂકવામાં આવ્યો હતો પણ એસેમ્બલી પોતાના સ્વમાનની અવગણના સાંખે એમ ન હતી. મીઠાવેરાના મુદ્દા ઉપર જ વિરોધ જામ્યો અને બજેટની આખી દરખાસ્ત જ પહેલા વાંચનમાં ઉડી ગઇ. નીચા નમીને છેવટે રૂા. ૧ા કર મૂકવાનું સરકારને ડહાપણ આવ્યું !

જકાતદોરી નાબુદ કર્યાં પછી થએલા વધારા અને ઘટાડાની ખપત ઉપર શી અસર થઈ તે નીચેના આંકડાથી જણાશે.

| વર્ષ | ખપત હજાર મણની સંખ્યામાં | વર્ષ | ખપત હજાર મણની સંખ્યામાં |
|---|---|---|---|
| ૧૮૭૬–૭૭ | ૨૫૮૪૮ | ૧૮૮૦–૮૧ | ૨૮૬૨૧ |
| ૧૮૭૭–૭૮ | ૨૬૪૪૧ | ૧૮૮૧–૮૨ | ૨૯૬૨૧ |
| ૧૮૭૮–૭૯ | ૨૬૬૨૦ | ૧૮૮૨–૮૩ | ૩૧૦૬૧ |
| ૧૮૭૯–૮૦ | ૨૮૭૯૮ | ૧૮૮૩–૮૪ | ૩૧૫૭૪ |

| | | | |
|---|---|---|---|
| ૧૮૮૪–૮૫ | ૩૨૫૩૧ | ૧૯૦૪–૦૫ | ૩૯૭૩૨ |
| ૧૮૮૫–૮૬ | ૩૨૦૬૪ | ૧૯૦૫–૦૬ | ૩૯૨૦૦ |
| ૧૮૮૬–૮૭ | ૩૪૦૭૪ | ૧૯૦૬–૦૭ | ૪૧૧૨૭ |
| ૧૮૮૭–૮૮ | ૩૩૨૧૭ | ૧૯૦૭–૦૮ | ૪૨૭૨૮ |
| ૧૮૮૮–૮૯ | ૩૩૪૭૬ | ૧૯૦૮–૦૯ | ૪૩૬૧૭ |
| ૧૮૮૯–૯૦ | ૩૪૪૪૮ | ૧૯૦૯–૧૦ | |
| ૧૮૯૦–૯૧ | ૩૩૬૯૨ | ૧૯૧૦–૧૧ | |
| ૧૮૯૧–૯૨ | ૩૪૮૫૧ | ૧૯૧૧–૧૨ | ૪૯૨૧૧ |
| ૧૮૯૨–૯૩ | ૩૫૪૫૧ | ૧૯૧૨–૧૩ | ૪૯૨૧૧ |
| ૧૮૯૩–૯૪ | ૩૪૦૨૮ | ૧૯૧૩–૧૪ | ૪૯૨૧૧ |
| ૧૮૯૪–૯૫ | ૩૪૫૫૧ | ૧૯૧૪–૧૫ | ૪૭૯૧૬ |
| ૧૮૯૫–૯૬ | ૩૫૧૮૭ | ૧૯૧૫–૧૬ | ૪૮૬૭૭ |
| ૧૮૯૬–૯૭ | ૩૫૭૮૮ | ૧૯૧૬–૧૭ | ૫૦૩૪૪ |
| ૧૮૯૭–૯૮ | ૩૫૧૨૧ | ૧૯૧૭–૧૮ | ૪૪૦૨૪ |
| ૧૮૯૮–૯૯ | ૩૫૭૭૦ | ૧૯૧૮–૧૯ | ૫૨૧૯૯ |
| ૧૮૯૯–૧૯૦૦ | ૩૫૬૫૮ | ૧૯૧૯–૨૦ | |
| ૧૯૦૦–૦૧ | ૩૬૪૧૫ | ૧૯૨૦–૨૧ | |
| ૧૯૦૧–૦૨ | ૩૬૧૮૦ | ૧૯૨૧–૨૨ | ૪૯૩૪૬ |
| ૧૯૦૨–૦૩ | ૩૭૨૬૫ | ૧૯૨૨–૨૩ | ૫૦૭૯૮ |
| ૧૯૦૩–૦૪ | ૩૮૨૦૩ | ૧૯૨૩–૨૪ | ૪૮૧૨૮ |

વસ્તીના મોટા ભાગ ઉપર કરના ઘટાડાની ઇ. સ. ૧૮૭૮માં કેવી સારી અસર થઇ તે આગળ આવી ગયું. પરંતુ સરકારની ગણતરી મુજબ ઇ. સ. ૧૮૮૦–૮૧માં માથા દીઠ જકાતી મીઠાની ખપત નીચે મુજબ હતી:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| મદ્રાસ | ૧૨ | પાઉન્ડ | પંજાબ | ૭.૫ | પાઉન્ડ |
| મુંબઇ | ૧૦ | ,, | વાયવ્ય સરહદપ્રાંત અને અયોધ્યા | ૬ | ,, |
| બંગાળ | ૯.૧ | ,, | સિંધ | ૫ | ,, |

માથા દીઠ ખપત ઓછી હોવાનું કારણ સરકાર એમ આપતી કે દક્ષિણના ભાગમાં બીનજકાતી મીઠું ખવાતું હતું, અને ઉત્તર હિંદના ખોરાકમાં મુખ્યત્વે ઘઉંને દાળ હોવાથી મીઠું ઓછું જતું. પરંતુ સ્ટ્રેચીએ જ કબુલ કર્યું છે કે ભારે કરને લીધે ઉત્તર હિંદમાં ખપત ઓછી હતી. ઈ. સ. ૧૮૮૨માં કર ઘટીને રૂા. બે થયો તે પછી ખપતમાં વધારો થયો. ઇ. સ. ૧૮૮૮માં કર રૂા. અઢી થયો ત્યારે પાછી ખપત ઘટી. ઈ. સ. ૧૮૮૮ પછીનાં વરસમાં વધારા પડતો ઘટાડો જણાવાનું કારણ એમ છે કે બ્રહ્મદેશ અંદર લેવામાં આવ્યું છે. આમ ખપતમાં થયેલો ઘટાડો અનેક સરકારી લખાણોમાં કબુલ કરેલો છે.

કરના દરમાં થએલા આ ફેરફાર, અને તેને લીધે લોકને પડેલી હાડમારી, સૌના ધ્યાન બહાર રહ્યાં હતાં એમ નથી. લોક સતત જાગ્રત હતા, અને તેમની લાગણીઓ શબ્દો રૂપે બહાર પણ આવતી. ઈ. સ. ૧૮૯૫માં કલકત્તાની કોંગ્રેસમાં ગોખલેએ કરેલા ભાષણમાં ૧૮૮૨ થી ૧૮૯૪ સુધી કર ઘટતાં ખપત કેવી રીતે વધી અને કર વધતાં એ કેવી ઘટી, એ વિગતસર સમજાવ્યું છે. કર કેવો ભારે પડે છે તે સેક્રેટરી ઑફ સ્ટેટે પણ પાર્લામેંટમાં કબુલ કર્યું હતું અને ખાતરી આપી હતી કે બનતી પહેલી તકે કર મૂળ પ્રમાણે રૂા. બે થશે.

ઇ. સ. ૧૯૦૩ થી જે ઘટાડા થવા માંડયા તેની અસર ઘણી સ્પષ્ટ છે. ઇ. સ. ૧૯૦૭થી ૧૯૧૭ સુધી કરનો દર સ્થિર રહ્યો ત્યારે પણ ખપત વધ્યે ગઇ હતી, કારણ કે વેરાનું પ્રમાણ ઓછું હતું. ઇ. સ. ૧૯૨૩માં કર વધારવામાં આવ્યો તેની અસર નીચેના આંકડા પરથી જણાશે.

| | |
|---|---|
| ૧૯૨૨–૨૩ | ૭. ૩૧ કરોડ રૂપીઆ |
| ૧૯૨૩–૨૪ | ૧૦. ૧૨ ,, ,, |
| ૧૯૨૪–૨૫ | ૭. ૮૬ ,, ,, |

મીઠાવેરાના દરમાં ૧૦૦ ટકા વધારો થયો ત્યારે કુલ મહેસુલ માં ૩૯ ટકાથી વિશેષ વધારો થયો નહિ. આટલાથી તો એમ જણાય છે કે માથા દીઠ સરાસરી ખપત ૬૧ ટકા ઘટી હોવી જોઇએ. એક જ વરસના આંકડા હોવાથી ખપત એટલી ન ઘટી હોય એમ માનીએ તોપણ આવી ભારે ખોટનો અર્થ તો ઉઘાડોજ છે કે કાંઈ નહિ તો ૩૦ ટકા તો ખપત ઘટી જ હશે.



# પ્રકરણ ૭

## હાલનો વહીવટ

બંગાળામાં થોડે ઘણે અંશે ઇ.સ. ૧૮૮૦ના દશકામાં નક્કી કરેલા ધોરણ મુજબ વહીવટની નીતિ ચાલતી આવી છે. ગેરકાયદે ધંધો કરનારની પ્રવૃત્તિઓ વિરુદ્ધ સરકારની ઉપજનું રક્ષણ કરવામાં જ આખા બંગાળનો મીઠાની મહેસુલનો વહીવટ લગભગ સમાઇ જાય છે. ઇલાકામાં ખપતું સઘળું મીઠું પરદેશથી આયાત થાય છે. એટલે જુના વખતનાં મોટાં કારખાનાંનું નામ નિશાન પણ રહ્યું નથી. ખાનગી ઉદ્યોગ ઉપરની દેખરેખ સૉલ્ટપીટર બનાવતા જે જૂજ મીઠું નીકળે તે સંબંધે જ હોય છે. આયાત થતા મીઠા પર લેવાય છે, તેજ કર તેના ઉપર પણ લેવાય છે. ઇ. સ. ૧૮૯૭માં ઓઢીઆ પ્રાંત મદ્રાસ ખાતેથી ફેરવી બંગાળના મીઠાખાતાને સોંપવામાં આવ્યો. તે જ વરસે ઓઢીઆમાં ચીલ્કા સરોવર પર કામ કરતાં એ કારખાનાં બંધ થયાં. બિહાર અને ઓઢીઆનો નવો પ્રાંત ઇ. સ. ૧૯૧૨માં થયો. ઉત્તરહિંદની નીમકમહેસુલના કમીશ્નરના અંકુશ હેઠળ બિહારનો મીઠાનો વહીવટ થાય છે. ઓઢીઆના મીઠાખાતાનો વહીવટ પ્રાંતિક સરકારનો અમલદાર, કમીશ્નર ઑફ સૉલ્ટ ઍન્ડ એકસાઇઝ, કરે છે.

મદ્રાસ ઇલાકામાં પ્રચલિત સંપૂર્ણ સરકારી ઇજારાની જોડે જોડે એકસાઈઝ પદ્ધતિએ ખાનગી ઉદ્યોગનાં પ્રથમ બીજ નંખાયાં ત્યાંસુધીનો ઇતિહાસ આગળ આવી ગયો છે. હાલ સરકારી ઇજારો અને એકસાઇઝ બંને પદ્ધતિ સાથે સાથે ચાલે છે. જૂની ઇજારા પદ્ધતિના અવશેષ હેઠળ કેટલાંક સરકારી કારખાનાં સરકારખાતે મીઠું પકવે છે, અને સરકારનીજ મારફતે સામાન્ય વેપાર અર્થે એ અપાય છે. ખરા પકવનારા અગરીઆઓ કે જેમની પાસેથી સરકાર મીઠું ખરીદ કરે છે તેને આપવાના દરમાં નજીવો ફેર થયા કરે છે. ઇ. સ. ૧૯૧૮માં સુમારે દોઢ આનો સરાસરી દર ગણાયો હતો. ગોલ્હામાંથી મીઠું ખસેડતા પહેલાં વેરો ભરવો પડે છે.

પશ્ચિમ કિનારાના જિલ્લાઓનું મીઠું મૂળની માફક મુંબઇ અને ગોવામાંથી પૂરું પડે છે. ફ્રેંચ સરકાર જોડે કરેલી ગોઠવણ ચાલુ છે.× જુમલે રૂ. ૪,૪૦,૦૦૦ ભરવામાં આવે છે.

માછલી સૂકવી આથવાના ઉદ્યોગમાં વપરાતું મીઠું સરકાર વગર જકાતે પૂરું પાડે છે. માછલી સૂકવવાના વાડા દરીઆકાંઠે કરવામાં આવ્યા છે, જેથી કરીને બીનજકાતી મીઠાના અથવા ખારી માટીના ઉપયોગ સંબંધે મદ્રાસના મીઠાખાતાની અટકાયતની પ્રવૃત્તિઓથી કાંઇ ડખલ થાય નહિ. ૧, ઓક્ટોબર, ૧૯૨૭ના સરકારી ઠરાવ અંક ૨૮ ની શરતો પાળનાર હુન્નર ચલાવનારને હુન્નરમાં જોઇતું મીઠું અરજી કર્યે સરકાર બીનજકાતે આપે છે. આવી રાહતનું ફળ શું છે તેનો અભ્યાસ કરવાનું સરકાર તરફથી પ્રસિદ્ધ થવા જોઇતા આંકડા કે જાહેરનામાંના અભાવે બની શકતું નથી. દેશનો વહીવટ તો પ્રતિનિધિ સંસ્થાઓથી ચાલે છે એમ કહેવાય છે, પણ મીઠાખાતાના વહીવટની જુદી જુદી પદ્ધતિઓ વિષે સરકાર તરફથી કાંઇ પણ પ્રકાશનો થતાં હોય તો તે ખાતાના અમલદારોને જ મળે છે. નવા પ્રગતિકારક કહેવાતા રાજવહીવટમાં એ જૂની જડ ચાલુ છે!

× જુઓ પૃષ્ઠ ૧૮

મુંબઈ ઇલાકામાં મીઠાના ઉદ્યોગની એવડી પદ્ધતિ ચાલે છે. ગુજરાતનાં બધાં કારખાનાં સરકારની માલીકીનાં અને સરકારના વહીવટ હેઠળ છે. બાકીનાં દરીઆકાંઠે છે, તેમાંનાં ઘણાંખરાં મુંબઇ આસપાસ આવેલાં છે. એ ખાનગી રીતે એકસાઇઝ પદ્ધતિના પરવાનાથી ચાલે છે. કચ્છના નાના રણમાં આવેલાં ખારાઘોડાનાં કારખાનાં ખાતાની દેખરેખ નીચે મીઠાવાળા પાણીના કુવાઓમાંથી મોટા પાસાવાળું મીઠું ઉત્પન્ન કરે છે. મીઠું બને છે તેવું એના પકવનારા પાસેથી ખરીદવામાં આવે છે, અને સરકારને ખર્ચે અને જોખમે તેનો સંગ્રહ થાય છે તથા વેચાય છે. ધરાસણામાં બનતું દરીઆઇ મીઠું એટલે દરજ્જે સરકારી બનાવટનું નથી. કિંમત નક્કી કરવા પૂરતી સરકારની ડખલ છે. મીઠું પકવવા સાથે સરકારને સંબંધ નથી, તેમ પકવ્યા પછી પણ સરકાર એ મીઠું લેતી નથી.

એકસાઇઝ પદ્ધતિએ પરવાનાથી પકવાતા મીઠા સંબંધે પોતાની મહેસુલના રક્ષણ માટે સરકારે વિગતસર વ્યવસ્થા કરી છે. કલેકટર તરફથી પરવાનો મળ્યા સિવાય કોઇથી મીઠું પકવાય નહિ, અને તે પણ પરવાનાની શરતો અનુસાર જ પકવાય વળી કુદરતી મીઠું અગર ખારી માટી કોઇથી ખોદાય નહિ કે લઇ જવાય નહિ. વર્ષે ઓછામાં ઓછું ૫૦૦૦ મણ મીઠું ન પકવે તેવાં કારખાનાંનો પરવાનો રદ કરવાની કલેકટરને સત્તા છે. જે અગર સરકારે બંધ કર્યાં હોય અથવા જે વારતે પરવાનો ન આપવામાં આવ્યો હોય, તે પાણી વાળીને, અગર બીજી કોઇ રીતે નાશ કરવાની પણ એને સત્તા છે.

આ પ્રમાણે સ્થળ તથા કદ સંબંધે સરકારને મંજુર એવી શરતો પ્રમાણે કારખાનું ખોલાય, ત્યારે સરકાર પોતાની મહેસુલ સહીસલામતીથી ઉઘરાવાય તે માટે પાણી પહેલાં પાળ બાંધે છે.

કલેકટરને યોગ્ય લાગે તે સ્થળોએ એ અગરોની જમીનમાં ચોકીઓ ઊભી કરવામાં આવે છે; અને તે જગા બદલ માલીકને કાંઇ વળતર મળતું નથી. મીઠાના કોઇ ખાનગી કારખાનાની હદમાં પોતાને યોગ્ય લાગે તેવા મીઠાખાતાના અમલદારોને મૂકે અથવા એની પાડોશમાં અટકાયતનાં થાણાં બેસાડે. મીઠાની મહેસુલના સંરક્ષણ માટે કલેકટરને યોગ્ય લાગે તેવું મકાન, કોઠાર કે કોટ પરવાનાદાર પાસે બંધાવવાની, ફરી બંધાવવાની, કે સમરાવવાની સત્તા એને છે. વળી કલેકટરની માગણી પછી યોગ્ય મહેતલ દરમીઆન એમ ન કરે તો, મીઠાખાતાનો અમલદાર તે કરાવી પરવાનાદાર પાસેથી ખર્ચ વસુલ કરે. ઉપરાંત પોલીસ, જકાત, અફીણ, આબકારી, જંગલ, અને મહેસુલ ખાતાંઓના સઘળા અમલદારોની ફરજ છે કે આ કાયદો અમલમાં મૂકવા મીઠાખાતાને મદદ કરવી તથા તેમને હોય તેવી સઘળી ઉપયોગી માહિતી આપવી.

દર વખતે અગર ઉપરથી મીઠું ઉઠાવતાં પહેલાં જકાત ભરાવી જ જોઇએ. એ ભરાય ત્યારે એક રજા-ચિટ્ઠી ( Permit ) મળે; તે રજાચિટ્ઠી અટકાયતના થાણા પર દેખાડવી જોઇએ. છતાં ૧૯૦૮ના Indian Salt Duties Act ના કાયદા પ્રમાણે બાંહેધરી આપી ૭ માસની અંદર જકાત ભરાય એવો સવડ છે. આમ આપવામાં આવેલી રાહતને આધારે મુંબઇ સરકારે ઈ. સ. ૧૯૧૪ ના સપ્ટેમ્બરમાં નિયમો ઘડી બહાર પાડયા. તે મુજબ સરકારી લોન અથવા મુંબઇ મ્યુનીસીપાલેટી, પોર્ટ ટ્રસ્ટ કે ઇમ્પ્રુવ્મેન્ટ ટ્રસ્ટની લોન યા ડીબેન્ચર અવેજમાં મૂકી, વધારેમાં વધારે ૭ માસ માટે, ઓછામાં ઓછા રૂા. ૨૦૦૦ ની રકમની જકાત ઉધાર રહી શકે.

મુબઇથી મીઠું કલકત્તે નિકાસ થતું આવ્યું છે. મીઠાખાતાના અમલદારોનું ધ્યાન એ પ્રશ્નમાં લાંબા વખતથી રોકાયું છે. બને

ત્યાં વેપારને વિઘ્ન કર્યા વિના પોતાની મહેસુલ સહીસલામત રાખવા સરકારે શા પ્રયત્ન કર્યા તેનો ઇતિહાસ જોવા જેવો છે. ઇ. સ. ૧૮૫૦ ના દશકામાં જકાત મુંબઇમાં જ ભરવી પડતી; અને આખા જથા ઉપર જકાત ભરવાનું ખત લખી આપવામાં આવે તો ચાર માસની મુદત મળતી. મુંબઈ કરતાં કલકત્તામાં જકાતનો દર ભારે હતો; એટલે મુંબઇમાં ભરાએલી જકાત મજરે ગણતાં બાકીના પૈસા કલકત્તામાં લેવામાં આવતા. ગળી ગએલા મીઠા પર કાંઈ છૂટ મૂકાતી નહિ.

આ પદ્ધતિ પ્લોડનને સંતોષકારક લાગી નહિ. બંગાળ ખાતે પોતાના પુરા દરની જકાત જમે થાય એ તે પ્રાંતનો હક હતો. વળી અગાઉથી જકાત ભરાવવાથી અગર ખત લખાવવાથી જે મુડી રોકાય તે દરીઆઇ માર્ગે માલ લઈ જતાં વહોરવા પડતા સર્વે જોખમને પાત્ર હતી. તેટલે અંશે મુંબઈથી નિકાસ કરનાર વેપારી બીજા પરદેશી નિકાસ કરનાર કરતાં વધારે અગવડ ભોગવતો. ઇંગ્લીશ મીઠા ઉપર કલકત્તામાં અમુક મુદત પછી લેવાતી જકાત માટે પ્લોડને ભલામણ કરી કે જકાત લીધા વિના તેમજ ખત લખાવ્યા વિના મુંબઇથી કલકત્તે મીઠાની નિકાસ થવા દેવી જોઇએ. પરંતુ મુંબઈના જકાતખાતાના કમીશ્નરથી આ ભલામણનો સ્વીકાર થઈ શકયો નહિ. છતાં હિંદ સરકારના દબાણથી તા. ૧–૧–૧૮૬૦થી મુંબઇમાં જકાત લીધા વિના નિકાસ થવા દેવામાં આવી; અને જ્યાં જ્યાં જરુર લાગે ત્યાં ખત લખાવી લેવાની કમીશ્નરને સત્તા આપવામાં આવી. ગળી ગએલા મીઠાની નુકશાની પેટે ૧૦ ટકા છૂટ મૂકવાનું ઠર્યું.

આ વ્યવસ્થાથી મુંબઈ–કલકત્તાના મીઠાના વેપારને ઠીક વેગ મળ્યો. પણ નુકશાની પેટે ૧૦ ટકા છૂટ ઠરાવી હતી તે ઉપર મુંબઇને બદલે કલકત્તાના દરે જકાત લેવાની થોડા વખતમાં જ સરકારની દાનત થઇ. વળી આ જકાતની જવાબદારી માલીકની કે નિકાસ

કરનારની નહિ, પણ વહાણની જ ગણાતી. આથી નિકાસ કરનારની અપ્રામાણિકતા માની લેવામાં આવે છે; પરંતુ વહાણને જોઇતું વજન ભરાવવામાં નિકાસ કરનારને કાંઈ સ્વાર્થ નથી. તેથી આ હાડમારી દૂર કરવા પેડરે કેટલીક ભલામણો કરી હતી. તે કેટલે અંશે તાત્કાલિક અમલમાં મૂકવામાં આવી તે હાલ જાણી શકાય એમ નથી.

મુંબઇ–કલકત્તાના વેપારનું નિયમન કરવા છેલ્લે તા. ૨–૧–૧૯૨૭ ના બીજા સરકારી ઠરાવથી નિયમ ઘડાયા છે. તે મુજબ મીઠાના અગર જે અધિકારીની હકુમત હેઠળ હોય તેની રૂબરૂ વહાણમાં કેટલું મીઠું ચઢાવ્યું તેનું પ્રમાણપત્ર રજુ કરવું પડે છે. આ પ્રમાણપત્ર મુંબઇનો જકાતખાતાનો કલેકટર આપે છે. એથી ખુલ્લા દેશી મછવાઓમાં જતું મીઠું અટકે એ હેતુ છે.

દાણચોરીની શકયતા જેમ બને તેમ ઓછી કરવા માટે મીઠું કેટલા વજનના વહાણમાં લઇ જઇ શકાય તે પણ નક્કી કરવામાં આવ્યું હતું. The Transport of Salt Act ( ૧૮૭૯ ) ના કાયદા મુજબ ઓછામાં ઓછું ૩૦૦ ટનનું વહાણ જોઇતું. તેથી નાના વહાણમાં લઇ જવાતું મીઠું કાયદેસર શિક્ષાપાત્ર ગણાતું. ઈ. સ. ૧૮૮૦ માં જાહેરનામું કાઢી વહાણોના ખલાસીઓના ઉપયોગ માટે જતા મીઠાને આ કાયદામાંથી મુક્ત કરવામાં આવ્યું. માથાદીઠ અમુક મુકરર વજન ગણી તેથી થતા કુલ વજનથી વિશેષ મીઠું લઇ જવા દેવામાં આવતું નહિ. માછલી મારવાની હોડીઓ માછલી સૂકવવા માટે જકાતખાતાની રજાથી મીઠું લાવે તો તેને પણ મુક્ત ગણવામાં આવી.

પરંતુ ૧૯૨૭ ના ઠરાવ પછી ઓછામાં ઓછું ૧૦૦૦ ટનનું વહાણ જોઇએ છે. કર તપાસ સમિતિએ જણાવ્યું હતું કે આવી મોટી હદ વેપારને વિઘ્નરૂપ છે. પરંતુ સરકારને તે હદ કમી કરવી

મુનાસબ લાગી નહિ. જે દેશનો વહાણવટાનો વેપાર હજી અણુવિકસ્યો છે, તે દેશમાં ઓછામાં ઓછી હદ આવી ભારે રાખવી એ તે વેપારને અટકાવવા જેવું છે. કારણ કે અત્યારના સંજોગોમાં માલને હંકારવાના મછવામાં કે નાનાં વહાણમાં જ લઇ જવો પડે છે, અગર સમૂળગો લઇ જવાતો નથી. જો એમ ન કરે તો માલ લઇ જવા લાવવાનો ઇજારો લઈ બેઠેલા વહાણવટીને ગેરવ્યાજબી ભારે ભાડું આપવું જોઇએ.

મહેસુલના વિશેષ રક્ષણ માટે કલકત્તે ચઢાવવાનું મીઠું ખસેડવા પહેલાં એક જામીન અગર જકાત તથા ઘટની કિંમત બરાબરની ગવર્મેન્ટ પ્રોમીસરી નોટનો અવેજ લેવામાં આવે છે. કલકત્તે ઉતરેલા મીઠા ઉપર અને ૫ ટકાથી વિશેષ નુકશાન ઉપર જકાત ભર્યા બદલનું કલકત્તાના કલેકટર ઓફ કસ્ટમ્સનું પ્રમાણ પત્ર રજુ થયે એ જામીનખત રદ થાય છે, અને અવેજ પરત મળે છે. જો ખતની શરતો પળાય નહિ તો કલેકટર દંડ વસુલ કરે અથવા તો અવેજમાંથી કાપી લે.

કોઇ પણ હુન્નરના કામમાં લેવાતું મીઠું મદ્રાસની માફક અહીં પણ કરમુક્ત છે. ૧, ઑકટોબર, ૧૯૨૭ ના અંક ર૭ના ઠરાવથી, મુંબઇ ઇલાકામાં બનેલું અગર આયાત થએલું, રાસાયનિક પદ્ધતિએ શુદ્ધ કરેલું મીઠું બનાવવાના તથા કોઈ ખાદ્ય કે પેય પદાર્થમાં મેળવવાના કામ સિવાયના, બીજા હુન્નર માટેનું મીઠું નીચેની શરતોએ કરમુક્ત કરવામાં આવ્યું:—

આવી રાહત મેળવવા ઇચ્છનારે 'કલેકટર ઑફ સૉલ્ટ રેવન્યુ'ને અરજ કરી કયાં આવેલા કારખાનામાં કેવી રીતે હુન્નર ચાલે છે તે જણાવવું. અરજી મંજુર થયે એ કારખાનાના વ્યવસ્થાપકે એક કરારનામું સહી કરી ખાતાના ચીફ એકાઉન્ટન્ટને સોંપવું, અને

દેખરેખ તથા તપાસના ખર્ચ પેટે રૂ. ૧૦૦ ભરવા. પહેલાં તો જકાતી મીઠું બજારમાંથી ખરીદવું જોઇએ. દરેક ત્રણ માસને અંતે ખરેખર વપરાએલા મીઠા પરની જકાત પરત મળવા અરજી કરવી, અને ખરીદનાં ભરતીઆં રજુ કરવાં. ખરીદીની તારીખે જે વેરો ચાલુ હોય તે દર મુજબ જકાત મજરે મળે. આવા ઉપયોગ માટે લીધેલું મીઠું કલેકટરે મંજુર કરેલા એક જુદા સહીસલામત ઓરડામાં રાખવું. સૂર્યોદય અને સૂર્યાસ્તની વચ્ચે જ કારખાનાના વ્યવસ્થાપક અથવા કોઠારીની હાજરીમાં જ એ ઉઘાડી શકાય. મીઠા ખાતાના કોઇ પણ જવાબદાર અમલદાર કારખાનાની તપાસ લઇ શકે. એને મીઠાની શીલીક તથા મીઠાનું રજીસ્ટર તપાસવાની પુરતી સવડ આપવી. દર માસે કેટલું મીઠું ભર્યું. વાપર્યું અને શીલીક રહ્યું તેનું પત્રક ઍસીસ્ટંટ કલેકટરને મોકલવું. સરકારી નમુના મુજબ 'સૉલ્ટ રજીસ્ટર' રાખવું.

આ શરતો ગુંચવાડા ભરેલી છે, તેમજ હુન્નરને સંકોચમાં નાખે છે. ઇલાકાના હુન્નરોએ આ રાહતનો કેટલો લાભ લીધો તેના આંકડા જોતાં એ સ્પષ્ટ થાય છે.

હુન્નરઉદ્યોગ માટે વપરાએલું જકાતમુક્ત મીઠું.

| | |
|---|---|
| ૧૯૨૩-૨૪ | ૭૮૧૦૪ મણ |
| ૧૯૨૪-૨૫ | ૮૦૫૫૨ ,, |
| ૧૯૨૫-૨૬ | ૬૪૯૬૫ ,, |
| ૧૯૨૬-૨૭ | ૭૫૩૦૦ ,, |

મુંબઇ, અમદાવાદ અને શોલાપુરની કાપડની મીલો તથા ચામડાં પકવવાના અને બીજા રાસાયનિક ઉદ્યોગોને જોઇએ તેટલું બધું મીઠું આટલા થોડા જથાથી શી રીતે પૂરું પડતું હશે એ

સમજવું મુશ્કેલ છે. સ્પષ્ટ અનુમાન એ છે જે, કાંતો ઘણાખરા ઉદ્યોગવાળાઓ આ રાહતથી બીનવાકેફ છે અથવા જાણવા છતાં એમાં સમાએલા ગુંચવાડાને લઈને એ રાહત મેળવવાની માથાકૂટમાં પડતા નથી.

ખેતીકામમાં વપરાતું મીઠું પણ મુંબઇ ઇલાકામાં જકાત-મુક્ત છે. ખેતીકામ માટે મીઠું થોડા જથાઓમાં જોઇએ; વળી તે મનુષ્યથી ખવાતું અટકાવવાનો કોઇ અમલલાયક ઉપાય ન મળે; આથી સરકાર ખેતીકામના મીઠાની અંદર એ આપતા પહેલાં બે ટકા ક્રુડ ઑઇલ અને એક ટકો હાડકાંની ભુકી ભેળવે છે. ખેતી-કામ માટે આ રાહત પહેલી થાણા, કોલાબા, રત્નાગિરિ અને કાનડા જિલ્લાઓને ઇ. સ. ૧૯૧૪ માં આપવામાં આવી. પછીથી તે ઇ. સ. ૧૯૨૧માં આખા ઇલાકાને આપવા ઠર્યું. છતાં ખેતીકામમાં વપરાતા મીઠાના વજનમાં કાંઇ વધારો થયો નથી.

ખેતીકામમાં વપરાએલું જકાતમુક્ત મીઠું

| | |
|---|---|
| ૧૯૧૪–૧૫ | ૨૬૪૪ મણ |
| ૧૯૧૫–૧૬ | ૨૬૫૫ ,, |
| ૧૯૧૬–૧૭ | ૨૩૮૨ ,, |
| ૧૯૧૭–૧૮ | ૨૪૨૭ ,, |
| ૧૯૧૮–૧૯ | અછતથી બંધ |
| ૧૯૧૯–૨૦ | ૧૭૫ મણ |
| ૧૯૨૦–૨૧ | ૪૦૨ ,, |
| ૧૯૨૧–૨૨ | આંકડા મળતા નથી. |
| ૧૯૨૨–૨૩ | ૭૭૨ મણ |
| ૧૯૨૩–૨૪ | ૧૩૦૪ ,, |
| ૧૯૨૪–૨૫ | ૩૦૨૧ ,, |
| ૧૯૨૫–૨૬ | ૨૪૦૭ ,, |

આ રીતે હુન્નરઉદ્યોગ કરતાં ખેતીકામના મીઠા સંબંધે આપવામાં આવેલી રાહત અત્યંત નિષ્ફળ નીવડી છે.

મીઠાના કાયદાઓથી માછલીના ધંધા ઉપર શું અસર થતી તે આગળ આવી ગયું. આ ઉદ્યોગ માટે રાહત આપવામાં આવી છે તે ખરેખર કેવી રીતની છે તે જોતાં ધંધાને એ કોઇ રીતે ઉત્તેજન આપી શકે એવી નથી. રત્નાગિરિ અને કાનડામાં દરીઆ-કાંઠે સરકારે માછલી સૂકવવાના ૩૩ જ વાડા કર્યા છે. ત્યાં જ એ જકાતમુક્ત મીઠું મળે છે. આવા વાડા આખા દરીઆકાંઠે કેમ ન કરવા જોઇએ તે સમજાતું નથી. ઇ. સ. ૧૯૧૧–૧૨થી ૧૯૨૬–૨૭ સુધીમાં આ ઉદ્યોગમાં કેટલું મીઠું અપાયું તથા કેટલી માછલી સૂકવાઇ તેના આંકડા નીચે પ્રમાણે છેઃ—

| વર્ષ | આપેલું મીઠું | સૂકવાએલી માછલી |
|---|---|---|
| ૧૯૧૧–૧૨ | ૭૨૪૫૪ | ૧૮૭૮૬૪ |
| ૧૯૧૨–૧૩ | ૬૨૮૨૪ | ૧૬૯૦૮૭ |
| ૧૯૧૩–૧૪ | ૬૩૩૨૭ | ૧૬૫૭૦૯ |
| ૧૯૧૪–૧૫ | ૫૨૪૩૬ | ૧૨૯૩૦૩ |
| ૧૯૧૫–૧૬ | ૭૬૪૩૪ | ૧૦૦૩૮૩ |
| ૧૯૧૬–૧૭ | ૬૩૪૭૭ | ૧૭૪૫૭૪ |
| ૧૯૧૭–૧૮ | ૭૧૮૩૨ | ૧૮૪૬૨૬ |
| ૧૯૧૮–૧૯ | ૬૩૮૩૧ | ૧૫૮૪૮૨ |
| ૧૯૧૯–૨૦ | ૭૬૬૪૫ | ૧૯૪૧૭૮ |
| ૧૯૨૦–૨૧ | ૭૨૫૪૮ | ૨૦૧૫૧૮ |
| ૧૯૨૧–૨૨ | ૬૪૭૯૧ | ૧૭૦૩૦૦ |
| ૧૯૨૨–૨૩ | ૬૯૯૮૨ | ૧૭૭૬૮૩ |
| ૧૯૨૩–૨૪ | ૮૨૩૯૬ | ૨૧૭૪૮૧ |
| ૧૯૨૪–૨૫ | ૮૯૨૦૪ | ૨૩૫૩૬૦ |
| ૧૯૨૫–૨૬ | ૬૫૮૧૮ | ૧૭૨૭૯૬ |
| ૧૯૨૬–૨૭ | ૫૩૯૮૩ | ૧૪૩૩૪૬ |

ઉપરના આંકડા જોતાં સ્પષ્ટ થાય છે કે પંદર વરસ પછી પણ આ રાહત છતાં એ ઉદ્યોગ અણવિકસ્યો રહ્યો છે. રાહતની રીતમાં ખામી છે; ક્ષેત્ર સંકુચિત છે.

ઉત્તર હિંદના મીઠાખાતાની હકુમત સિંધના મીઠાખાતાની પૂર્વ હદથી તે બંગાળના મીઠાખાતાની પશ્ચિમ હદ સુધી ચાલે છે. આ ખાતું સીધું હિંદ સરકારના અંકુશ હેઠળ છે. એ પોતાની હકુમતના પ્રદેશમાં મહેસુલ વસુલ કરે છે, એટલુંજ નહિ, પણ ત્યાં ખવાતું સઘળું નિમક બનાવે પણ છે. આથી ઉત્તર હિંદમાં મીઠું પકવવાનો સરકારનો ઇજારો છે.

પંજાબની 'સૅાલ્ટ રેન્જ' અને રજપુતાનાનાં સરોવરો એ મુખ્ય ઉત્પત્તિસ્થળો છે. સિન્ધુની બેઉ પાર પકવાતા મીઠા ઉપર એકસરખોજ કર લેવાય છે, આ સ્થળો હિંદ સરકારના વહીવટ હેઠળ આવ્યા પછી સરકારે ખાણોમાં તેમજ સરોવરોમાં મીઠાની બનાવટ સુધારવાની નીતિ અખત્યાર કરી, અને તે અર્થે મોટી મૂડી ખર્ચી. સરકાર ઓછામાં ઓછા દરે મીઠું પકવવાનો દાવો કરે છે, અને ચાલુ જકાતનો દર ચઢાવી ખાનારને વેચે છે. આ બંને ઉત્પત્તિ-સ્થળો અખૂટ છે.

હુન્નર ઉદ્યોગમાં વપરાતા મીઠાને જકાતમાંથી વળતર કાપી આપવામાં આવે છે. ઇ. સ. ૧૯૨૪–૨૫ માં ૧૫ હુન્નરશાળાઓએ ૨૯૨૮૧ મણ મીઠા ઉપર જકાતમાંથી વળતર મેળવ્યું હતું, આથી સ્પષ્ટ થાય છે કે એક યા બીજા કારણે કારખાનાંની મોટી સંખ્યા આ રાહતનો લાભ લેતી નથી. આનું કારણ શોધી કાઢવા તપાસ કરવી જરુરની છે. સરકારની નીમેલી 'કર તપાસ સમિતિ'એ કરેલી ટીકા ઉપરથી જણાય છે કે ખેતીકામ અગર માછલીના ધંધા ઉપર આ ખાતાની રહેમનજર નથી.

બ્રહ્મદેશના મીઠાખાતાની શરુઆત ડફરીને એ પ્રાંત ખાલસા કર્યો ત્યારથી થઈ. તે વખતે મણે ત્રણ આનાનો કર લેવાતો. ઇ. સ. ૧૮૮૨ માં એ કર રૂા. ૧) થયો. દેશના બીજા ભાગ કરતાં એ ૧૫૦ ટકા ઓછો હતો. ઇ. સ. ૧૯૦૭ માં અખિલ હિંદમાં કર ઘટીને રૂા. ૧ થયો ત્યારથી ત્યાં હિંદના બીજા ભાગ બરાબર એકધારો દર થયો છે.

બ્રહ્મદેશના નીચેના ભાગ (Lower Burma) માં આ કર ઉઘરાવવાની બે રીત છે. ઉકાળીને મીઠું બનાવતા દસ જિલ્લાઓ સિવાય બીજે બધે મીઠાના ઉદ્યોગ સામે પ્રતિબંધ છે. દસ પૈકી સાત જિલ્લાઓમાં ઉત્પન્ન ઉપર કર લેવાનો વિધિ છે. બાકીના ત્રણમાં સ્થાનિક ઉદ્યોગ પર એકસાઇઝ કર ઉઘરાવવા માટે પાણી ઉકાળવા વપરાતાં વાસણ ઉપર ફી લેવાય છે. એ કઢાઇના માપ ઉપર ફીની ગણતરી થાય છે.

ઉપલા ભાગમાં (Upper Burma) આવું ધોરણ છે. પણ એક ફેર છે. આયાત થતા મીઠા પરની જકાત બરાબર બ્રહ્મદેશના નીચેના ભાગમાં કર લેવાય છે. પરંતુ ઉપલા ભાગમાં જકાતનો દર નીચો છે; કારણકે તે વિના સ્થાનિક ઉદ્યોગનો સંપૂર્ણ નાશ થાય.

ગમે તે ઇલાકાની કરપદ્ધતિ લો. એટલું તો ચોક્કસ છે કે જકાતદારી કાઢી નાખ્યા પછી પણ મુંબઇ–મદ્રાસમાં અને ઉત્તર હિંદમાંય બધું બરાબર જોઇએ તેવું નથી. ખેતી તથા માછલીના ઉદ્યોગો કાગળીઆં પર કરમુક્ત છે. છતાં એ ખીલી શકતા નથી. રોગનું મૂળ મીઠાવેરો પોતે જ છે.



## પ્રકરણ ૮

## હિંદના મીઠાના ઉદ્યોગનો વિકાસ

હિંદમાં ખપતા મીઠાના ૩૦ ટકાની આયાત બ્રીટન અને બીજા પરદેશોમાંથી થાય છે.* ઇ. સ. ૧૯૨૩–૨૪થી ઇ. સ. ૧૯૨૭–૨૮નાં વરસ દરમ્યાન નીચે પ્રમાણેની કિંમતનું મીઠું આવ્યું હતું:—

| સાલ | બ્રીટીશ સામ્રાજ્યમાંથી રૂપીઆ | પરરાજ્યમાંથી રૂપીઆ |
|---|---|---|
| ૧૯૨૩–૨૪ | ૬૩,૨૦,૯૫૭ | ૪૭,૦૬,૯૧૦ |
| ૧૯૨૪–૨૫ | ૭૩,૫૨,૨૪૭ | ૬૯,૨૫,૭૬૯ |
| ૧૯૨૫–૨૬ | ૫૨,૧૩,૫૯૬ | ૫૨,૦૬,૦૭૬ |
| ૧૯૨૬–૨૭ | ૫૩,૬૪,૬૪૭ | ૭૨,૫૫,૨૨૭ |
| ૧૯૨૭–૨૮ | ૮૦,૧૫,૨૮૮ | ૯૪,૬૮,૯૯૬ |

આ રીતે પરદેશથી થતી આયાત હિંદના પ્રાંતોમાં નીચે પ્રમાણે વહેંચાઇ હતી:—

*(૧) ગ્રેટ બ્રીટન અને આયર્લેંડ, એડન, સ્ટ્રેઈટ્સ સેટલમેંટ અને બીજાં બ્રીટીશ સામ્રાજ્યના મુલક.

(૨) જર્મની, સ્પેન, ઇજીપ્ત, ફ્રાન્સ. ઇટૅલીઅન, ઇસ્ટ આફ્રીકા, પોર્ટુગીઝ ફ્રેંચ સોમાલી લેન્ડ, સિયામ, વગેરે પરરાજ્ય.

| પ્રાંત | ૧૯૨૩–૨૪ | ૧૯૨૪–૨૫ | ૧૯૨૫–૨૬ | ૧૯૨૬–૨૭ | ૧૯૨૭–૧૯૨૮ |
|---|---|---|---|---|---|
| | રૂા. | રૂા. | રૂા. | રૂા. | રૂા. |
| બંગાળ | ૯૨,૪૨,૨૩૬ | ૧,૧૭,૮૫,૮૧૪ | ૮૩,૩૯,૪૪૧ | ૧,૦૩,૧૧,૮૩૬ | ૧,૪૭,૫૦,૮૦૨ |
| મુંબઇ | ૪૧,૩૧૯ | ૩૪,૭૦૨ | ૨૪,૩૦૭ | ૪૨,૪૨૬ | ૩૭,૫૯૪ |
| સિંધ | ૨,૦૩૯ | ૩,૩૬૮ | ૯,૧૫૧ | ૧૮,૧૩૨ | ૧૯,૩૩૨ |
| મદ્રાસ | ૫,૬૨૩ | ૪,૦૮૨ | ૬,૨૩૩ | ૨,૭૮૨ | ૮,૪૭૨ |
| બ્રહ્મદેશ | ૧૭,૩૬,૬૫૦ | ૨૪,૫૦,૦૫૦ | ૨૦,૪૦,૫૪૦ | ૨૨,૪૩,૬૯૮ | ૨૬,૬૮,૦૮૪ |
| સરવાળો | ૧,૧૦,૨૭,૮૬૭ | ૧,૪૨,૭૮,૦૧૬ | ૧,૦૪,૧૯,૬૭૨ | ૧,૨૬,૧૯,૮૭૪ | ૧,૭૪,૮૪,૨૮૪ |

દર વરસે આયાતમાં ધીમે ધીમે વધારો થયો છે. ઈ. સ. ૧૯૨૭–૨૮માં તો ચોકખો ૧૦ ટકા વધારો થયો છે.

બંગાળમાં ખપતા મીઠાના ૯૦ ટકા પરદેશથી આવે છે. તે ઝીણું, ઉજળું અને દળેલું હોય છે. ત્યાંના લોકને એ હિંદી મીઠા કરતાં વિશેષ પસંદ આવે છે. કેટલીક વાર હિંદનું મીઠું એથી ઉતરતું, ઘેરું હોય છે. તે બંગાળીઓને બેસ્વાદ લાગે છે. પરંતુ હિંદ પોતે જ જોઇતી જાતનું મીઠું જોઇતા જથામાં ઉત્પન્ન કરી શકે એની શંકા નથી.

પાછલાં પ્રકરણોમાં હિંદમાં આવેલાં સૌથી વિશેષ વિશ્વાસલાયક, મીઠાનાં અનેક ઉત્પત્તિસ્થળો વિષે વિચાર કરવામાં આવ્યો છે. ખરેખર, હિંદની ભૂમિના ગર્ભમાં ઓછાવત્તા પ્રમાણમાં મીઠું મળેલું છે. ખેતીકામ કરનારને પોતાને જરૂરનું મીઠું બનાવી લેવાને પુષ્કળ કાચો માલ છે. સંયુકત પ્રાંત અને મદ્રાસ ઇલાકામાં આ ખારી માટીનો ઉદ્યોગ પ્રચલિત હતો. તે સરકારે બળપૂર્વક દાબી દીધો તેનું વર્ણન આવી ગયું. એક યા બીજે પ્રકારે હિંદના લગભગ હરકોઇ ભાગમાં મીઠું પકવી શકાય એમ છે. દાખલા તરીકે વરાડ પ્રાંતમાં પણ મીઠાનાં કારખાનાં હોવાની હકીકત બ્રુસના પુસ્તક Salt Sources in India પરથી જણાય છે. ઉત્તર વરાડના કુવા તથા દક્ષિણ વરાડના લૉનર સરોવરમાંથી ઉત્પન્ન થતા મીઠાનો ઢોર માટે અને શેરડીનાં ખેતરોમાં ખાતર માટે બહોળો ઉપયોગ થતો. બ્રુસ લખે છે કે એ બંનેને સુધારી વિશેષ ઉત્પન્ન મેળવી શકાય એમ છે.

સાંભર સરોવર સાથે રજપુતાનાના પાચભદ્રાના કારખાનાની ખીલવણી શકય છે; એ પણ પહેલાં જણાવ્યું છે. પાચભદ્રાના વેપારીઓની ફરીઆદ છે જે અમને સરકાર યોગ્ય સવડો આપતી નથી. અને ઉલટું અમારા માર્ગમાં વિઘ્ન નાખવામાં આવે છે. તે સંબંધમાં ૧૨, ઓકટોબર, ૧૯૨૬ના રોજ એમણે એક અરજી કરી હતી. જાણી બુજીને મોંઘા રાખવામાં આવતા પાચભદ્રાના

મીઠાના ભાવ, નુરના ચઢેલા દર ઇત્યાદિ કારણોને લીધે, સાંભરના મીઠા કરતાં સારી અને ઝીણી જાતનું હોવા છતાં પાચબદ્રાના મીઠાનું વેચાણ બંધ થઈ ગયું હતું, અને ત્યાંથી સઘળો વેપાર નાશ પામ્યો હતો. એવી એ અરજની મતલબ હતી.

દેશના માંહેલા ભાગમાં મીઠાના ઉદ્યોગની કંગાલ સ્થિતિનો આથી ખ્યાલ આવશે. યોગ્ય સાહાય્ય મળે તો હિંદનાં મીઠાનાં કારખાનાં બહારથી લાવવા પડતા મીઠાથી પણ વધારે મીઠું ઉત્પન્ન કરી શકે.

ખેવરા, ખારાઘોડા અને બીજાં સ્થળોએ સરકારી કારખાનાં ખરેખર સારી સ્થિતિમાં છે. અને હજી વધારે ખીલવી શકાય એવાં છે, એ મીઠાની જાત, ભાવ, તથા લોકને સહેલાઈથી થોડે ખર્ચે પુરતાં પ્રમાણમાં પહોંચાડવાની વ્યવસ્થા, એ સૌનાં કર તપાસ સમિતિએ સારાં વખાણ કર્યાં હતાં.

ખેવરાની ખાણોનું ભવિષ્ય લાંબુ છે. તે ખાલી થતાં અસંખ્ય વરસ લાગશે. હિંદ સરકારના ખજાનચી સર જ્યોર્જ શુસ્ટરે ૧૪. ઓગસ્ટ, ૧૯૨૮ના રોજ કહ્યું હતું કે " જો ખેવરાનું મીઠું દળવામાં આવે તો બંગાળના બજારમાં ખપવા યોગ્ય એ થાય. હમણાંના ભારે વરસાદથી સાંભરમાં બન્યું હતું તેમ, જ્યારે જ્યારે મીઠાની તાણ પડે છે ત્યારે સટોરીઆઓ વચમાં આવી મીઠાના ભાવ વધારી દે છે, આ થતું અટકાવવા માટે ખેવરાનું ઉત્પન્ન વધારવાનો સરકાર ઠરાવ કરે એ સંભવિત છે. "

મતલબ કે હિંદમાં મીઠાની અછત છે એમ નથી. હિંદના મીઠાના ઉદ્યોગવાળાઓને સંયોગો અને સરકારી નિયમોને લીધે હરકત નડે છે. એટલું જ નહિ; પણ દરીઆ માર્ગે પરદેશથી આયાત કરનારને કેટલાક ફાયદા છે. એને નુર બહુ ઓછું બેસે છે. ઓછું નુર લેવાનું કારણ એ છે કે જે વહાણ મીઠાનું વજન લાવે

તેને ' બાલાસ્ટ'ની જરૂર રહેતી નથી. વળી ભારે જથામાં મીઠું આવી શકે છે, અને રસ્તે ગળેલા મીઠા ઉપર જકાત ભરવી પડતી નથી. બંદરે આવ્યા પછી એ મીઠું સરકારી વખારોમાં નંખાય છે, ને ત્યાં હોય ત્યાં સુધી જકાત ભરવી પડતી નથી. વળી બંગાળમાં તો ત્યાંથી દેશ અંદરના ભાગમાં બીજી સરકારી વખારમાં લઈ જવાય છે, આથી જકાત ભરવાની મુદત છેક મીઠું વેચાતા સુધી લંબાવાય છે.

આવી જ સવડો હિંદી મીઠું બંગાળામાં લઈ જવા માટે આપવામાં આવે તો, આ દેશી ઉદ્યોગ સ્વાશ્રયી બને; અને સારો ખીલે. આમ થવા વાસ્તે ચાલુ ધારામાં શા સુધારા થવા જોઈએ તે હવે જોઈશું. કર તપાસ સમિતિએ નીચે પ્રમાણે ભલામણો કરી હતી.

(૧) મદ્રાસ કે મુંબઇથી કલકત્તે મીઠું લઈ જતા વહાણના વજનની હદ ઓછામાં ઓછી ૧૦૦૦ ટનની રાખી છે તે ફેરવવી.

(૨) ' બૉન્ડ'થી લઇ જવાતા મીઠા સંબંધે અને મુસાફરીમાં થતી નુકશાની પર લેવાતી જકાત સંબંધે મુંબાઇ–મદ્રાસમાં એક સરખા ધારા રાખવા.

(૩) પાછાં ફરતાં કોલસાનાં વેગનોમાં લઈ જવાતા મીઠાનું નુર ઓછું કરવું. રેલમાર્ગે આવતા મીઠા માટે ' બૉન્ડેડ વૅર હાઉસ' ખોલવાં.

(૪) બંગાળામાં ખપે એવું મીઠું પકવવાના ઉદ્યોગને મુંબઇ તથા મદ્રાસમાં દરેક જાતનું ઉત્તેજન આપવું. અને તે અર્થે સરકારે બંગાળને અનુકૂળ મીઠાના ઉદ્યોગની પહેલ કરવી, તથા જે મુડીધારીઓ આ ધંધો ખીલવવા ઇચ્છતા હોય તેમને સરકારી અગર પટે આપવા, વળી પરવાનાવાળા સ્થાનિક અગરીઆને સરકારી અંકુશથી થતા વધુકા ખર્ચ પૂરતું વળતર આપવું. કામચલાઉ દેશી ધંધાદારી પાસેથી કર ઓછો લેવો. અને મીઠાની આયાત ઉપર જકાત વિશેષ લેવી.

પોતે જ નીમેલી સમિતિનાં અનુમાનમાં હિંદ સરકારને વિશ્વાસ બેઠો નહિ. ભલે એ વિચિત્ર લાગે; પણ વાત ખરી છે. મદ્રાસના મીઠા ખતાના એક સીવીલીઅન અમલદાર મી. સ્ટ્રેધીને બીજાં કામ સાથે આ ભલામણોની તપાસ કરવાનું સોંપવામાં આવ્યું. એનું નિવેદન પ્રસિદ્ધ કરવું સરકારને મુનાસબ લાગ્યું નથી. ફક્ત તે પરનો સરકારી ઠરાવજ પ્રકાશમાં આવ્યો છે. સર પુરુશોત્તમદાસ ઠાકોરદાસે પૂછેલા એક પ્રશ્નના ઉત્તરમાં નાણાંખાતાના સભ્યે એ નિવેદન જાહેરમાં મૂકવા ખાતરી આપી હતી, છતાં એ વચન પાળવામાં આવ્યું નહિ.

મહેસુલ બોર્ડનો મત એવો થયો કે અગાઉ લેવાઈ ચૂકેલાં પગલાં ઉપરાંત બીજાં કાંઇ પગલાં લેવાં દેશના ખરા હિતમાટે જરૂરનાં નથી! તેજ મત સરકારી ઠરાવ રૂપે બહાર આવ્યો.

(૧) વહાણવટાનો ઇજારો લઇ બેઠેલી મોટી કંપનીઓને મ્હોં માગ્યું નુર આપવું પડે છે. છતાં, ‘ કર ભર્યા વિના નાના વહાણમાંથી મુંબઇ મદ્રાસથી કલકતે મીઠું લઈ જવા દેવું અને તે સાથે નુકશાની બદલ જકાતમાંથી વળતર આપવું અશક્ય છે. ’ એમ બોર્ડને લાગે છે. બોર્ડ એમ માની લેતી જણાય છે કે માલના પાંચ જ ટકા ઉપર જકાત ખોટી રીતે બચાવવા માટે, દરેક મોકલનાર છૂપી રીતે દરીઆ કાંઠેથી મીઠું મોકલ્યાં કરશે જ—જાણે કે સરકારના અટકાયત ખાતાની કે ‘ બાન્ડ ’ના વાહનથી મળતી રાહતો લઇ લેવાવાની બીક જ એને ન હોય! ધંધામાં કાયમનું હિત ધરાવતો મીઠું મોકલનાર વેપારી કદી એવી બાજી રમે જ નહિ.

(૨) જે વિભાગમાંથી કોલસો ચઢે છે ત્યાંજ મીઠાની જરૂર છે.x હાલ એ જરૂર એવી રીતે પુરી પડે છે કે જેથી હિંદી મીઠાનો ઉદ્યોગ નબળો પડે. છતાં પાછાં ફરતાં કોલસાનાં વેગનોમાં ઓછા નુરે મીઠું લઇ જવા વિષેની ડહાપણુ ભરેલી ભલામણુ બોર્ડને પસંદ ન આવી ! બોર્ડ કહે છે કે, મદ્રાસનું મીઠું બંગાળના બજારમાં હરિફાઇમાં ટકી શકે તેટલા માટે મદ્રાસ-કલકત્તાના અત્યારના રૂ. ૦-૮-૦ ના ખાસ દરમાં પણુ ૩૩ ટકા ઘટાડો કરવો જોઇએ. તેમ હોય તો પણુ તેવી રાહત ન આપવા કાંઇ કારણુ નથી. હિંદની રેલ્વેના મેનેજરો કાંઇ પ્રામાણિકતાના નમુના નથી. હરિફાઇના પ્રસંગે તેઓ અયોગ્ય ભેદ પાડે છે. તો, બીજો કોઇ ધંધો ઉખેડી નાખવા માટે નહિ, પણુ આગળ વધારવા માટે, ઓછું નુર રાખવું એ કેવી રીતે હાનિકર કહેવાય ?

ઈ. સ. ૧૮૯૧ની સાલથી કોલસાના નુરમાં ઘટાડો થતો આવ્યો છે.* નુર ઘટાડવા ઉપરાંત, કોલસાની ખાણો અને કોલસાની ખપતનાં સ્થળો જેમ બને તેમ ટુંકે માર્ગે જોડાય એવી યોજનાઓ ઉપર પણુ સરકારે ધ્યાન આપ્યું છે. આજ હેતુથી ઉત્તર હિંદમાં રેલ્વે જાળની માફક પાથરવામાં આવી છે. આવો બેવડો લાભ કોલસાના ઉદ્યોગને મળ્યો છે. મીઠાને પણુ ઓછા નુરનો લાભ

x રેલ્વે બોર્ડના ૧૯૨૬-૨૭ના નિવેદન [ગ્રંથ ૧ પૃ. ૫૧ ) પ્રમાણે નીચે મુજબ કોલસો ચડયો હતોઃ—

| ખાણનું સ્થળ | ટન |
|---|---|
| ઉમરેઆ | ૧૦૮ ૧૦૯ |
| સીંગેરીની | ૩૨૦ ૭૮૧ |
| પેન્ચની ખીણ | ૪૧૬ ૭૦૮ |
| બંગાળ, બિહાર, અને ઓઢિયા | ૧૯૦૮૦ ૦૯૨ |

* ઈ. સ. ૧૮૯૧, ૧૮૯૫, ૧૯૦૨ અને ૧૯૦૫માં ઘટાડા એક પછી એક થયા, મહાયુદ્ધને લીધે ઈ. સ. ૧૯૨૧-૨૮ દરમીઆન નુર વધ્યું, તે પાછું ઈ. સ. ૧૯૨૯ થી ઘટયું.

આપે તો ખપત વધે, અને અંતે રેલ્વે માર્ગે વધારે મીઠું બિહાર, ઓઢીઆ અને બંગાળામાં આવે. એટલે ૩૩ ટકા નુર ઘટાડવાથી કુલ આવક કાંઈ તેટલી નહિ ઘટે.

ઉત્તર હિંદમાંથી બંગાળાને મીઠું પૂરૂં પાડવું બોર્ડના મત પ્રમાણે અશકય છે, કારણ કે લાંબા રેલ્વે માર્ગને લઈને નુર ભારે છે. પરંતુ બિહાર અને ઓઢીઆમાં નીચે મુજબ મીઠું રેલ્વે માર્ગે આવ્યું હતું.

| વર્ષ | સાંભરથી હજાર મણની સંખ્યામાં | ખેવરાથી હજાર મણની સંખ્યામાં |
|---|---|---|
| ૧૯૧૧-૧૨ થી ૧૯૧૩-૧૪ ની સરાસરી | ૪૧ | ૧૭૩ |
| ૧૯૧૪-૧૫થી ૧૬-૧૭ „ | ૫૦૬ | ૬૦૮ |
| ૧૯૧૭-૧૮થી ૧૯-૨૦ „ | ૮૯૪ | ૧૦૫૩ |
| ૧૯૨૦-૨૧થી ૨૨-૨૩ „ | ૧૯૧ | ૮૪૯ |
| ૧૯૨૩-૨૪થી | ૭૯ | ૧૦૮ |
| ૧૯૨૪-૨૫થી | ૧૦૪ | ૬૯૯ |

આ રીતે ઉત્તરહિંદ પણ પૂર્વહિંદમાં મીઠું પૂરૂં પાડે એ અશકય નથી. ઉલટું પંજાબની મીઠાની ખાણો બહુ અસરકારક રીતે પૂર્વ હિંદની મીઠાની માંગ પુરી કરી શકે. ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વે માર્ગે પંજાબમાં ઔદ્યોગિક તેમજ ઘરકામના ઉપયોગ માટે કોલસો જાય છે; તે ઉપરાંત રેલ્વેના ઉપયોગ માટે પણ જાય છે.

| રેલ્વે | ૧૯૨૫-૨૬ ટન | ૧૯૨૬-૨૭ ટન |
|---|---|---|
| ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વે | ૧૨,૮૬૮,૮૧૯ | ૧૩,૪૧૧,૪૦૧ |
| બંગાળ નાગપુર રેલ્વે | ૫,૭૧૦,૪૮૯ | ૬,૩૦૮,૧૬૨ |

તો પાછાં ફરતાં વેગનોમાં એક કરોડ મણ મીઠું યોગ્ય નુરથી —આર્થિક દૃષ્ટિએ હાનિકર નુરથી નહિ—બંગાળા લઇ જવાનું શું

ન બને ? બોર્ડ કહેશે કે એક યા બીજા મનગમતા કારણે મીઠું, કોલસાના વેગનોમાં લવાય એમ નથી. તો ઠીક; પણ દરેક રેલ્વે ઉપર નરમ મોસમમાં સંખ્યાબંધ વેગન નવરાં પડી રહે છે. ઑગસ્ટ અને તેની આસપાસના મહીનામાં નરમ મોસમ આવે છે. એટલે નિકાસના વેપારને હરકત કર્યા વિના આ વખતે મીઠું લઈ જવામાં વેગનોનો ઉપયોગ થાય, અને તે મુદત દરમીઆન ફ્રોગટ ભારરૂપ એ સાચવવાં મટે.

(૩) ત્રીજી ભલામણ સરકારે બંગાળલાયક મીઠું બનાવવાની પહેલ કરવાની છે. બોર્ડ કહે છે કે કરાંચી અને મદ્રાસમાં એ મુજબ કામ ચાલે છે. પરંતુ મુંબઈની વાત તો એ ભૂલી જ જાય છે. મુંબઈ ઇલાકાના દરીઆકાંઠે આબોહવા અનુકૂળ છે. તેથી મીઠાનું ઉત્પન્ન અનહદ વિસ્તાર પામી શકે એમ છે. બંગાળા લાયક સફેદ, ઝીણું દળેલું મીઠું બનાવવાનો પ્રયોગ ત્યાં ન આદરવાનું સરકારને કાંઇ કારણ નથી.

હિંદની મીઠાની માંગ સંબંધે દેશને સ્વાશ્રયી બનાવવાની ભલામણ પણ બોર્ડને માન્ય ન થઇ. કારણ કે હિંદને સ્વાશ્રયી કરવું. એટલે પૂર્વ હિંદને જોઈતું તે જાતનું મીઠું હિંદમાંથી પૂરું પાડવું. બંગા-ળીને તે જાતના મીઠા વિષે પૂર્વગ્રહ છે. તેવું મીઠું હિંદમાં બની શકે એમ નથી અથવા લાંબા રેલમાર્ગને લીધે બંગાળ લઇ જવાનું પરવડે એમ નથી.

પરંતુ બંગાળમાં જ એવુ મીઠું ન બની શકે એમ શાથી માની લેવું જોઇએ ? નદીઓમાંથી પુષ્કળ મીઠું પાણી આવવાથી ત્યાંના દરીઆના પાણીની ગાઢાઇ ઓછી રહે છે, ભેજ પુષ્કળ રહે છે, દિવસ વાદળાવાળો હોય છે, બળતણની તાણ પડે છે, બરાબર કામના વખતે વાવાઝોડાં થાય છે, એ બધી વાત ખરી. પરંતુ આવી કુદરતી હરકતો છતાં સૈકાં સુધી બંગાળના દરીઆકાંઠા ઉપર

હરિફાઈ તેમજ બીનહરિફાઈના સંયોગોમાં મીઠું બનતું આવ્યું છે. બ્રીટીશના આવ્યા પછી પણ બંગાળના મોલુંઘીઓને ધંધા-રહિત કરવાના વિલાયતના મીઠાનાં કારખાનાંવાળાઓના સતત પ્રયત્નો છતાં એક સૈકા સુધી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ઉદ્યોગ ચલાવ્યો. તે વખતની ઉદ્યોગની રીત અણઘડ હતી–બહુ નુકશાની પાડે એવી હતી. પરદેશી મીઠાનો અત્યારનો ભાવ, બોર્ડની ગણતરી મુજબ, સાડાદશ આના છે, પરંતુ પહેલાં દેશી મીઠું તેથી પણ ઓછી કિંમતે પડતું. એજન્ટને પગાર તથા કમીશન આપવામાં હજારો રૂપીઆ દર વરસે જતા. એ પદ્ધતિ ખર્ચાળ હતી તે છતાં મીઠાની પડતર કિંમત રૂ.૦-૮-૦થી વધારે ન હતી. કંપનીએ ઇજારો નાખ્યો તે પહેલાં મીઠું ચાર આને જ પડતું.

અત્યારે તો ઉદ્યોગશાસ્ત્રમાં પ્રગતિ થવાથી કરકસર થઇ શકે છે. કોલસો તો પાડોશમાં જ છે, છેલ્લી ઢબનાં યંત્ર ઉભાં કરવાથી કંપનીની પહેલાંના ભાવે મીઠું બંગાળમાં જ બનાવી શકાય, અને બંગાળને જોઇતા પ્રમાણમાં પૂરૂં પાડી શકાય.

એમ માનો કે અમુક જ જાતનું મીઠું ખાવાને બંગાળીઓને આગ્રહ છે. આબોહવાના કારણે તાપ ઓછો પડે છે તેથી ઉકાળ-વાની પદ્ધતિ હાથ લેવી પડે છે. તેમાં આપોઆપ સફેદ ઝીણી જાતનું મીઠું બને છે. મોલુંઘીની અણઘડ રીતથી પણ મીઠાની જાતને તાત્વિક નુકશાન આવતું ન હતું. ઈ. સ. ૧૮૩૦માં એન્ડ્રુ રેમ્સેએ કહ્યું હતુ કે “ બંગાળનું મીઠું એક જ વાર ઉકળાય છે; છતાં તે બ્રીટનમાં ખવાતા મીઠાથી ચઢતી જાતનું છે; તે બહુ ઝીણું હોવાથી બીલકુલ પાસાવાળું હોતું નથી.” ઇ. સ. ૧૮૩૨માં હૉલ્ટ મૅકેન્ઝીએ કહ્યું હતું કે ‘ કોરોમંડળ કાંઠાના મીઠા કરતાં સરકારી મીઠું જાતમાં ઉંચું હોય છે. એ નાના વાસણમાં ચોકખા મીઠાવાળા પાણીમાંથી બને છે. ઉકાળતાં જેમ મેલ ઉપર ઠરે છે તેમ લઇ લેવાય છે.

વધારે મહેનતવાળી અને ખર્ચાળ હોવા છતાં આ પદ્ધતિ સ્વચ્છતાને જાળવે એવી છે. ” જોન ક્રોફર્ડે પણ બંગાળાનું મીઠું કંપનીના કોઠારમાં અથવા હરાજી વખતે ઠીક સ્વચ્છ હોય છે તે કબુલ કર્યું હતું.

હિંદ સરકાર બંગાળાના કાંઠા પર એક પ્રયોગાત્મક કારખાનું કાઢી પહેલ કરે એ માગણી વધારા પડતી નથી. પરંતુ એ પ્રયોગનાં ફળ આવે તે પહેલાં બંગાળાની હદ બહારથી મીઠું આવે જ. પહેલાં કુલ આયાતના ૮૬.૫ ટકા મીઠું વિલાયતથી આવતું હતું. તે પચાસ વરસમાં ઘટીને દશ ટકાજ થયું છે. એડનથી થતી આયાત શૂન્યથી વધી ૩૩ ટકા, જર્મનીથી ૧૦.૭ ટકા, ઇજીપ્તથી ૨૪.૩ ટકા તથા સ્પેન અને ઇટેલીઅન ઇસ્ટ આફ્રીકાથી ૧૦ ટકા થઇ છે. આ સૌ દેશમાંથી થતી આયાત એક યા બીજે રસ્તે અટકાવવી એટલે હિંદને સ્વાશ્રયી કરવું.

એમ કહે છે કે બંગાળીને તો એ ખાસ જાતના મીઠાની ઘેલછા જ લાગી છે. પરંતુ ઇતિહાસ જોતાં એ સૌ ખોટાં બ્હાનાં ઠરે છે. કંપનીને ઇજારો ટકાવવો હતો ત્યારે, ઈંગ્લંડના પરદેશી મીઠાની વિરુદ્ધ, એમ કહેવામાં આવતું કે જે દરીઆમાં પવિત્ર ગંગાજળ પડ્યું હોય તેનુંજ મીઠું હિંદુને પ્રિય હતું! પરંતુ હલકા દરથી કલકત્તાના બજારમાં લીવરપુલનું મીઠું મળવા માંડ્યું; એટલે એ મીઠા સામેનો સખત અણગમો ઓગળી ગયો! આ ‘ પુંગ ’ જાતના મીઠા સિવાય બીજી જાતનું મીઠું સસ્તું વેચવા યોજના થાય તો હમણાં જ બંગાળી એની ટેવ ભૂલવા માંડે. અસંખ્ય વર્ષોની ધાર્મિક વૃત્તિથી બંધાએલી ટેવ ભૂલાવી શકાય એમ ચૅશાયરના મીઠાવાળા- એ માન્યું હોતતો હિંદમાં કદી પરદેશી મીઠું જ ન આવ્યું હોત. ત્યારે શું ચૅશાયરવાળાએ પડાવેલી ટેવ હિંદ ન ભૂલાવે?

મુંબઇ–મદ્રાસના મીઠાને બંગાળના બજારમાં ટકવા ખાસ લાભ આપવા જોઇએ. અને તે માટે પરદેશી મીઠા પર આયાતની જકાત વધારવી જોઇએ. હાલ એડનથી પુષ્કળ મીઠું આવે છે; અને જકાત વધારવા છતાં એડનના વેપારીને દરમાં ખૂબ કાપકૂપ કરવી પાલવે એમ છે. તેથી બંગાળના બજારમાં થતી હરીફાઇને ન પહોંચી વળાય. આવું કહેવામાં આવે છે. પરંતુ તેટલો બધો ગોટાળો શા માટે? સ્વદેશી ઉદ્યોગ ઉપર જકાતદ્વારા સરકારી અંકુશ છે તેટલા માટે! તો એ ઉધોગને કરમુક્ત કાં ન કરવામાં આવે?

છતાં, કુલ આયાત થતા મીઠાના ૩૩ ટકાજ એડનથી આવે છે. બોર્ડના આંકડા મુજબ ૪૦ ટકા આવે છે. તો પણ બાકીના ૬૦ ટકા એટલે ૮૫ લાખ મણ મીઠું હિંદમાંથી પૂરૂં પાડવાનો અવકાશ છે. પંજાબની ડુંગરીઓમાંથી રેલમાર્ગે એ લાવવાની શકયતાનો પુરો વિચાર કરવો જોઇએ. વળી ટયુટીકોરીન અને કોકનાડાનાં બે સરકારી યંત્ર બંગાળ લાયક મીઠું ન ઊત્પન્ન કરી શકયાં, તેનો અર્થ એવો નથી કે ત્યાંના લોકને ઉધોગ ખીલવવાનો અવકાશ નથી. ત્યાર પછી તો રાસાયનિક ઉદ્યાગમાં ઘણી પ્રગતિ થઇ છે. ત્યાં કામ બહુ નાના ધોરણ પર થયું હતું; વ્યાપારી ધોરણે મીઠું ત્યાં ન બની શકે એમ કેમ કહેવાય?

વળી સિંધપ્રાંતમાં અવકાશ છે. બીજી બાબતમાં તેમ મીઠાની બાબતમાં પણ તે પછાત છે. એના તરફ બેદરકારી જ બતાવાવમાં આવી છે. ઇ. સ. ૧૮૪૭ જેટલા વહેલાં, એક સરકારી અમલદારે સિંધુને ડાબે કિનારે આવેલાં તૈયાર મીઠાનાં ઉત્પત્તિસ્થળો તરફ સરકારનું ધ્યાન ખેંચ્યું હતુ. એણે રાસાયનિક તપાસ કરાવી હતી. તેમાં પંજાબના કે લીવરપુલના મીઠાથી એ વધારે ચોકખું ને ચળકતું માલમ પડયું હતું. એણે ગણુતરી કાઢી હતી કે "એ મીઠું ૯૨૯૨૮૦૦૦૦ ઘનવાર છે. દર ઘનફુટે ૧૩૨$\frac{1}{2}$ પાઉન્ડના હિસાબે એનું વજન ૧૪૮૪૧૫૧૪૩૦ ટન છે. માથાદીઠ ૨૦ પાઉન્ડના હિસાબે ૧૦

કરોડની પ્રજાને ૧૬૬૨ વરસ સુધી એ ચાલે. આ મીઠું વગર જકાતે ૫ શિલિંગે ટન લેખે પનવેલમાં પડે. લીવરપુલના મીઠાથી પણ સિંધનું મીઠું બંગાળામાં દરીઆમાર્ગે સસ્તું પડે. ”

પરંતુ બર્કની આ અરજ ઉપર કોઈએ ધ્યાન આપ્યું જણાતું નથી. ફક્ત ૧૮૫૬ ના પ્લોડનના રિપોર્ટમાં આ ઉત્પત્તિસ્થળોનો ઉલ્લેખ છે.* સરકારી ઇજારાની વિરુદ્ધ પડનાર પ્લોડન આ સ્થળો ઉઘાડવાના મતનો નહતો! સિંધનાં આ કીંમતી કુદરતી મીઠાનાં પડ માટે અંધારાનો યુગ બેઠો. ત્રણ દસકા સુધી સિંધની એ કમનસીબ ખીણમાં મીઠાનું કારખાનું ઉઘડ્યાનું હિંદે સાંભળ્યું નહિ.

સૂર્યના તાપથી દરીઆઈ મીઠું ઉત્પન્ન કરવા સિંધ કુદરતથી જ ખાસ લાયક બનેલું છે, એમ જાણતી સરકારે આખરે ઉદારતા બતાવી. ઇ. સ. ૧૮૭૮ માં કરાંચી બંદરની નજીક ‘મૌર્યપુર સૉલ્ટ વર્ક્સ’ ઉઘાડયાં. અનુક્રમે ઇ. સ. ૧૮૭૯ અને ૧૮૮૨ માં બે નાનાં કારખાનાં સારણ અને દિલ્યારમાં ઉઘડ્યાં. પરંતુ આજે સિંધનું મીઠું મુખ્યત્વે મૌર્યપુરથી પૂરૂં પડે છે.

મૌર્યપુર દેશના માંહેલા ભાગમાં આવેલું છે. એટલે સિંધની અંદરની બાજુના થરપારકર, હૈદ્રાબાદ અને બીજા જિલ્લાઓને મીઠું પૂરૂં પાડવા યોગ્ય સ્થળ મૌર્યપુર છે. તે ઉપરાંત પરદેશી મીઠાની ઝીણી દળેલી જાતને મળતું સરસ કોટિનું હોવાથી, એ મીઠું હરેક રીતે બંગાળના બજારમાં વેચાય એવું છે. ખેવરાના પહાડી મીઠા કરતાં એ કેટલેક અંશે સારૂં છે એમ સિંધના ‘કેમીકલ એનેલાઇઝરે’ કહ્યું છે. વિશેષમાં એપ્સમ સૉલ્ટને લઇને એ તંદુરસ્તી-પોષક છે.

---

* ગુણીથી કોટરી સુધી પંદર માઈલ સુધી અને જુકીથી સીરગુંઢા સુધી એ ફેલાએલાં છે.

વળી ત્યાં સારી જાતનું મીઠું સારા જથામાં ઉત્પન્ન કરવા, સુધારો તેમ જ વિસ્તાર બંનેની પુષ્કળ શકયતા છે. હાલના સરકારી કારખાનામાં વરસે ૪ લાખ મણ ઉત્પન્ન થાય છે. નવાં કારખાનાંને પુષ્કળ અવકાશ છે. મૌર્યપુરમાં એક ખાનગી કારખાનું હમણાં નીકળ્યું છે. કહે છે કે ત્યાં ફક્ત ૧૨૦ 'મુસારી' કુટુંબ વળી રહે છે; તેમની માફક બીજા મજુર કામ ન આપી શકે. પરંતુ બહારથી પાડોશના પ્રાંતમાંથી મજુર લાવી તે કેળવી શકાય. મુંબઇમાં કેટલાક લાઇસન્સદારો ગુજરાતમાંથી જ અગરીઆ લાવે છે.

બોજો વાંધો એવો જણાવાય છે કે ટયુટીકોરીનમાં પડતર કિંમત વધારે છે, અને કલકત્તાનું નુર વધારે બેસે. એટલે ત્યાંના ઉદ્યોગને મણે રૂા. ૦-૪-૬ મદદ ( સબસીડી ) આપીએ તો જ એ બંગાળમાં પરદેશી મીઠા જોડે હરિફાઈ કરી શકે. તો તે મદદ કેમ ન આપવી ? પરદેશી આયાત ઉપર જકાત ન વધારાય તેટલા માટે ! સ્વદેશી ઉદ્યોગ પરથી કર ન કઢાય તેટલા માટે !

પરંતુ કરાંચીનું ઝીણું દળેલું મીઠું પરદેશી મીઠાના ભાવે એટલે રૂા. ૦-૧૦-૬ એ કલકત્તાના બજારમાં વેચી શકાય એમ છે, રેલ્વેનુર ઓછું થાય તો સસ્તું પણ વેચાય એવી આશાજનક ફાયદાપડતી સ્થિતિમાં એ છે. માનો કે મુંબાઇમાં બનતા મીઠાની જાત સુધારી કલકત્તા લાયક ન બનાવી શકાય. તો તો ઉલટું કલકત્તાનું બજાર સહીસલામતીથી કરાંચીના હાથમાં રહેશે. દરીઆમાર્ગે ઘણો કોલસો બંગાળથી મુંબઈ અને કરાંચી આવે છે. મુંબઈ માલ કાઢી રહી 'બાલાસ્ટ ' (Dead weight) સાથે કલકત્તે જવું તે કરતાં કરાંચી જઇ બંગાળા માટે મીઠું ભરી લાવવું એ ફાયદા કારક છે. બંગાળાથી કરાંચી અને મુંબઈ આવેલા કોલસાના વજનના આંકડા જોતાં એડનથી આયાત થતા મીઠા સિવાયનું ૮૫ લાખ મણ મીઠું કરાંચીથી દરીએ લેઈ જવાને પુરતો અવકાશ છે.

આ રીતે એક અગત્યનું અનુમાન બાંધી શકાય છે કે હિંદને મીઠાની બાબતમા સ્વાશ્રયી બનાવી શકાય એમ છે. અને બનાવવું જ જોઇએ. બંગાળાને જોઇતા મીઠાનો અમુક ભાગ બંગાળમાં બનાવી શકાય એમ છે. બંગાળાના લોકને અમુક જાતના મીઠા પ્રત્યે પક્ષપાત છે એમ કહેવામાં અતિશયોક્તિ છે. રાષ્ટ્રિય હિત અથવા આર્થિક લાભ જોતાં એ પક્ષપાત નાબુદ ન થાય, એમ માનવા ઇતિહાસસિદ્ધ પ્રમાણ નથી. ખેવરા અને રજપુતાનાનાં સરોવરો બંગાળાની માંગ પુરી શકે એમ છે. ખેવરાનાં ઉત્પત્તિ સ્થળો બધી માંગ પુરી ન કરી શકે તો કરાંચીના ઉદ્યોગનો વિકાસ કરવો. વાહન માટે નુર આદિની સવડો કયારનીય છે. કૃત્રિમ મદદ ( Subsidy ) આપવી ઘટે તો શરૂઆત દાખલ આપવી. સ્વદેશી ઉદ્યોગ ઉપરથી કરે તો જવો જ જોઇએ. એ સાથે સઘળી ઉપાધિ આપોઆપ જતી રહેશે.



## પ્રકરણ ૯

## મીઠાવેરો યોગ્ય છે?

### તે કાઢવાનાં કારણો

સરકારે નીમેલી 'કરતપાસ સમિતિ'એ મીઠાવેરા વિષે નીચે પ્રમાણે ટીકા કરી હતીઃ—

એ કર જીવનની એક આવશ્યક ચીજ ઉપર પડે છે; અને મીઠું શારીરિક અસ્તિત્વને માટે અનિવાર્ય છે, તેટલે દરજ્જે એ કર જજિયાવેરા રૂપે છે. રાજ્યના ખર્ચમાં કાંઇ પણ ફાળો ભરી ન શકે એવા લોક તરફથી એ વેરાનો મોટો ભાગ ભરાય છે. વળી કેટલાક હુન્નરની ક્રિયાઓમાં અને ખેતીકામમાં તથા ઢોરના ઉપયોગ માટે એ જરુરનું છે. આ કાર્યો માટે એ વિના કરે પુરું પાડવામાં ન આવે તો એ હુન્નર ઉદ્યોગો ઉપર કેટલોક ગેરવ્યાજબી બોજો પડે છે....હિંદને જરુરના મીઠાના ૩૫ ટકા સરકાર પકવે છે, અગર ઇજારાથી ખરીદી વેચે છે; ૩૦ ટકા પરદેશથી આવે છે અને ૩૫ ટકા એકસાઇઝ જકાત ભરી પરવાનાદાર ખાનગી ઉદ્યોગવાળા બનાવે છે.''

હિંદના મીઠા ખાતાના જુદા જુદા વિભાગોમાં નીચે મુજબ ઈ. સ. ૧૯૨૪-૨૫ માં મીઠું પુરું પાડવામાં આવ્યું હતુંઃ—

હજાર મણની સંખ્યામાં

| વિભાગ | સરકાર તરફથી | ખાનગી ઉદ્યોગવાળા તરફથી | પરદેશથી થએલી આયાતથી |
|---|---|---|---|
| બંગાળ | ... ... | ... ... ... | ૧૪૭૫૧ |
| મદ્રાસ | ૧૯૫૪ | ૭૧૨૩ | ૧ |
| મુંબઈ | ૩૭૬૬ | ૧૦૪૫૮ | ૭ |
| ઉત્તર હિંદ | ૧૦૮૯૮ | ૮૧૬ | ... ... |
| બ્રહ્મદેશ | ... ... | ૬૪૭ | ૨૪૭૪ |
| સિંધ | ૪૭૯ | ... ... ... | ૧ |

હિંદી પ્રધાન ડયુક ઑફ આર્ગાઇલે જાન્યુઆરી, ૨૧, ૧૮૬૯ ના રોજ એક ખરીતો મોકલ્યો હતો. તેમાં મીઠાવેરાની નીચે મુજબ તરફેણ કરી હતીઃ—

"કોઇ પણ દેશની જનતા પાસે સીધા કર ભરાવવા અશક્ય છે. જો રાજ્યખર્ચમાં એમને ફાળો ભરવાનો હોય તો તે સાર્વત્રિક ઉપયોગની કોઇ ચીજો ઉપર કર લઇને તે દ્વારાજ ભરાવી શકાય. આવા કર યોગ્ય રીતે ગોઠવવામાં આવ્યા હોય તો ભારે મહેસુલ ઉપજાવી શકાય; અને તે લોકને જણાય પણ ઓછું તેમ જ તેમને હાડમારી પણ બીજી કોઈ રીત કરતાં ઓછી પડે. આવી ચીજ મીઠા સિવાય બીજી હિંદમાં નથી....માટે મીઠાવેરો એ રાજ્યની મહેસુલની યોગ્ય અગત્યની શાખા છે."

આ જ વિચારશ્રેણી હિંદના સરકારી તેમ જ કેટલાક બીન સરકારી વર્ગમાં ઉતરી આવી છે. કરતપાસ સમિતિએ પણ લખ્યું હતું કે "જો સૌથી ગરીબ વર્ગ ઉપર પડતો કોઈ પણ કર ઇચ્છવા લાયક હોય તો મીઠાવેરો સુયોગ્ય છે."

પરંતુ મીઠાવેરાની આ રીતની તરફેણ કરવામાં કાંઈ વજૂદ નથી. મીઠાવેરો બાદ કરતાં બીજી રીતે પણ હિંદી પ્રજાના સાધારણ ગરીબ વર્ગ તરફથી રાજયના ખજાનામાં કેટલો ફાળો ભરાય છે તે સરકારી મહેસુલના આંકડા પર નજર નાખતાં જ જણાઇ આવે છે.

સરકારી વ્યાપારી સાહસ સિવાય હિંદની ઈ. સ. ૧૯૨૪–૨૫ ની મહેસુલ નીચે મુજબ હતી.

| બાબત | વડી સરકારની લાખની સંખ્યામાં રૂા. | પ્રાંતિક સરકારોની લાખની સંખ્યામાં રૂા. |
|---|---|---|
| આયાત વેરો તથા નિકાસ વેરો | ૪૫૭૫ | ...... |
| આવક વેરો | ૧૬૦૧ | ૧૯ |
| મીઠું | ૭૩૯ | ...... |
| અફીણ | ૩૮૦ | ...... |
| જમીન મહેસુલ | ૩૭ | ૩૫૪૬ |
| આબકારી | ૪૨ | ૧૯૧૦ |
| સ્ટૅમ્પ | ૨૭ | ૧૩૦૦ |
| જંગલ | ૧૬ | ૫૫૧ |
| નોંધણી | ૨ | ૧૨૬ |
| દેશી રાજ્યોની ખંડણી | ૮૨ | ...... |
| શેડ્યુલ વેરા | ... | ૩૦ |
| કુલ | ૭૫૦૩ | ૭૪૭૩ |

ગરીબમાં ગરીબ વ્યક્તિઓ દિવાસળી, તાંબા પિત્તળનાં વાસણ, ગ્યાસતેલ, વગેરે ખરીદે છે. આયાત થતું વગર ધોએલું કાપડ અને જાડું ખમીસનું કાપડ પણ એમના જ ઉપયોગમાં આવે છે. ઘણી ચીજો ઉપર આયાતની જકાત લેવાય છે, તેમાંની આ થોડીક જ ગણાવી છે. આવક વેરો, મીઠું અને અફીણ પછી જમીન મહેસુલ આવે છે. તેનો આંકડો એકલો જ એવો છે કે જેથી હિંદના ગરીબ પ્રજાજનો વિરુદ્ધની ફરીઆદ બીનપાયાદાર ઠરે છે. ચોખા, ઘઉં, કે બાજરીના કણેકણ ઉપર સરકારને કર મળેલો છે. એ જમીનનું ભાડું હો કે કર હો–ગમે તે હો. પરંતુ એટલું તો ખરું જ કે એ ચીજોના દર ઉપર એની અસર રહે છે. દેશી દારુ ઉપરની સઘળી જકાત પણ ગરીબ વર્ગ જ ભરે છે. સ્ટૅમ્પ (ખત) નોંધણી અને જંગલ ખાતાની મહેસુલનો મોટો ભાગ નહિ, તો ઠીક ભાગ

તો એઓ જ ભરે છે. તો પછી મીઠા જેવી જીવનને અગત્યની અનિવાર્ય વસ્તુ ઉપર વેરો લીધા સિવાય બીજી રીતે હિંદની કર પદ્ધતિ ગરીબ વર્ગોમાં પહોંચી નથી વળતી એમ કેમ કહેવાય?

સરકારી અભિપ્રાય કેવો અપ્રમાણુ છે તે સ્વ. ગોખલે એ અસંખ્ય વાર બતાવી આપ્યું છે. ઇ. સ. ૧૯૦૩ ના બજેટ વખતે એમણે પુરવાર કર્યું કે હિંદનો ગરીબ વર્ગ એમના ગજા ઉપરાંત ફાળો ભરે છે.

મીઠાવેરા સામે વાંધો ઉઠાવવાનાં કારણ ખાલી સિદ્ધાંતનાં જ નથી. એ વેરામાં કેટકેટલી હરકત કરવાની શક્તિઓ છે તેની નિર્વિવાદ સાબીતી મળી ચૂકી છે. સરકારી ઇજારા દરમીઆન બંગાળા અને મદ્રાસમાં ખપત ઉપર શી અસર થઇ હતી તે આપણે જોઇ ગયા છીએ. તેવીજ રીતે ઈ.સ. ૧૮૮૨ માં અખિલ હિંદમાં એક સરખો વેરો લેવાની રીત દાખલ થઇ ત્યારે પણ શી અસર થઇ હતી તે જોયું છે. એટલે હવે બીજી લાંબી ટીકાની જરુર નથી. એટલું સિદ્ધ થઇ ચૂકયું છે કે ભારે વેરો હોય ત્યારે ખપત પર અંકુશ પડે છે અને હલકો વેરો હોય ત્યારે ખપતને ઉત્તેજન મળે છે; અને ભારે વેરો હોય ત્યારે ખપત ઘટે નહિ તો રૈયતને પોતાને જોઇતા બીજા પોષણના ખર્ચમાં કાપકૂપ કરવી પડે છે. ઇ. સ. ૧૮૭૩ ની કમીટી રુબરુ સર ચાર્લ્સ ટ્રેવેલ્યને કહ્યું હતું કે "વેરો મીઠા પર વધે તો માથાદીઠ મીઠાની ખપતમાં ઘટાડો થાય એમ સામાન્ય રીતે ધરવામાં આવે છે; પણ તે ખોટું છે. હિંદીઓનો મુખ્ય ખોરાક વનસ્પતિ છે, અને મીઠું જીવનને અનિવાર્ય અગત્યનું છે. એટલે હિંદીઓ મીઠામાં કાપકૂપ કરવાને બદલે બીજામાં કાપકૂપ વહેલી કરે છે."

વળી એમ કહેવામાં આવતું કે મીઠાની માંગ સ્થિર છે–સ્થિતિ સ્થાપક નથી, અને એ માથા દીઠ ૧૨ પાઉન્ડથી વધે જ નહિ. આ માન્યતા પણ એક જૂના કાળની અસત્ય પ્રેમવાર્તા જ ઠરી છે. માથાદીઠ ખપતમાં ૪૦ વરસમાં ૪ પાઉન્ડ વધારો થયો છે. એટલે માથા દીઠ ૧૬ પાઉન્ડ ગણતાં પણ મીઠા વેરાને લીધે ખપત સંકુચિત છે એમ શંકા રહે છે.* બીજા દેશના આંકડા જોતાં આ શંકાને ટેકો મળે છે. કોઇ પણ દેશમાં હિંદની માફક મીઠાની તાણ નથી; અને તે એટલે સુધી કે એમને ખપતના આંકડા એકઠા કરવાની પણ જરુર રહેતી નથી. તેથી જૂના જૂના પણ રૅટનના મેળવેલા આંકડાનો આશ્રય લેવો પડે છે.

મીઠાની માથા દીઠ ખપત પાઉન્ડમાંઃ—

| | |
|---|---|
| ઇંગ્લંડ | ૪૦ પાઉન્ડ |
| પોર્ટુગલ | ૩૫ ,, |
| ઇટલી | ૨૦ ,, |
| ફ્રાન્સ | ૧૮ ,, |
| રૂશીઆ | ૧૮ ,, |
| બેલ્જીઅમ | ૧૬½ ,, |
| ઓસ્ટ્રીઆ | ૧૬ ,, |
| પ્રશીઆ | ૧૪ ,, |
| સ્પેન | ૧૨ ,, |

*"ઔદ્યોગિક ક્રાન્તિ" ના યુગ પહેલાં હુન્નર ઉદ્યોગ કે ખેતી કામમાં વપરાએલા મીઠાથી આંકડા અવિશ્વાસનીય બનાવાનો સંભવ ન હતો. તે સમયના ઈ. સ. ૧૭૮૯ થી ૧૮૪૮ દરમીયાનના ફ્રાંસના મીઠાવેરાના દર અને આંકડા રૅટનના પુસ્તક હૅન્ડ બુક ઑન કૉમન સૉલ્ટના પૃ. ૪૦૭ પર છે. તેથી દર વધતાં માથાદીઠ ખપત ઘટતી તે સ્પષ્ટ જણાય છે.

| | |
|---|---|
| બ્રીટીશ હિંદ | ૧૨ પાઉન્ડ |
| હોલેન્ડ | ૧૧$\frac{3}{4}$ ,, |
| સ્વીડન અને નોર્વે | ૯$\frac{3}{4}$ ,, |
| સ્વીઝર્લેંડ | ૮$\frac{1}{4}$ ,, |

જેમ ખોરાક મુખ્યત્વે ચોખાનો તેમ ખપત વધતી જાય છે. અને જેમ ખોરાક મુખ્યત્વે ઘઉંનો તેમ ખપત ઘટતી જાય છે. દરેક દેશને માટે ૧૦ પાઉન્ડનો નિયમ બાંધવો તે નિરર્થક અને ભુલાવામાં નાખે એવું છે. મુદ્દો એ છે જે, જો ઠંડા ઘઉંઆહારી મુલકોને એમની તંદુરસ્તી જાળવવા આટલું બધું મીઠું જોઇએ તો ગરમ અને ચોખાઆહારી લોકને શું તેથી પણ વધારે ન જોઇએ? એમ માનો કે ઇંગ્લંડ હુન્નર ઉદ્યોગમાં વપરાતા મીઠાને લઇને ૩૦ પાઉન્ડ આવે છે છતાં કયાં ૩૦ પાઉન્ડ ને કયાં ૧૨ પાઉન્ડ? સર્જન પાર્ટીજે (Govt Medical Inspeetor of Emigrants) ખોરાકનું પ્રમાણ કાઢયું હતું. તેમાં શાંતિથી કામ કરનાર માણસ માટે રોજ એક અધોળ એટલે વરસે ૨૨॥ શેર જેટલું મીઠું ગણ્યું છે. એચ. કીંગના 'મૅન્યુઅલ ઑફ હાઇજીન' માં આપેલો ડાહ્યો નિયમ રેટને પણ આપ્યો છે. "વધારેથી કાંઇ નુકશાન થઇ શકતું નથી. પણ ઘટાડો હરકતકર્તા છે." એટલે શરીર સુખાકારીને નુકશાન કરવાના જોખમે મીઠા જેવી સસ્તી અને આવશ્યક વસ્તુના પ્રમાણમાં ઘટાડો કરી કરકસર કરવા ઇચ્છવું એ ભૂલ ભરેલું છે." ડ્યુક ઑફ આર્ગાઇલના ખરીતામાં જ કહ્યું હતું કે "ગરીબ વર્ગ ઉપર ગેરવ્યાજબી બોજો પડે એવો, એમના આવશ્યક ખર્ચનો બહુ મોટો ભાગ રોકે તેવો, મીઠાવેરાનો દર ન હોવો જોઇએ. અને હરકોઇ આડકતરા કરની પરીક્ષાનું શ્રેષ્ઠ ધોરણ જ એ છે જે એની ખપત ઉપર થતી અસર જોવી." મીઠાવેરાની તરફેણ કરનાર, સરકારને વેદવાકયરૂપ, ખરીતામાં જ આપેલા પ્રમાણ મુજબ જ જોતાં, મીઠાવેરાથી ગરીબ વર્ગો ઉપર

ગેરવ્યાજબી બોજો પડે છે એ બતાવ્યું છે. સરકાર પોતે જ કહે છે કે હિંદમાં માથાદીઠ ખપત ૧૨ પાઉન્ડ છે.*

ઇંગ્લંડમાં સો વરસ ઉપર મીઠાનો કર રદ કરવામાં આવ્યો. ત્યારે લીવરપુલ વર્કહાઉસમાં માથા દીઠ ચાર પાઉન્ડ ખપત વધેલી. ઈંગ્લંડમાં કર નાબુદ થયા પછી ખપત વધી હતી, અને તે ખાસ કરીને મજુર વર્ગમાં વધતી હતી એવું ઇ. સ. ૧૮૩૬ની કમીટી રૂબરૂ વર્ધીંગ્ટન નામે મીઠાના કારખાનાવાળાએ જણાવ્યું હતું. કર કાઢી નાખવામાં આવતા પહેલાં એ પોતે જેટલું મીઠું લોકના ખાધા માટે બનાવતો, તેનાથી બમણું કર કાઢી નાખવામાં આવ્યા પછી બનાવવા લાગ્યો હતો. વેપારમાં પણ તેવોજ વધારો થયો હતો.

હિંદ બાબતે બોલતાં એણે કહ્યું હતું કે કર ચાલુ રાખવાથી હિંદના મુખ્ય ઉદ્યોગ ખેતીને ધોકો લાગ્યો છે. સરકારપક્ષી રૅટને પણ કહ્યું છે કે જે કરમાંથી ખેતીકામ, માછલી સૂકવવાનો ધંધો, કાપડ વગેરે ઉદ્યોગોને કાંઈ રાહત ન મળી શકે તેની તરફેણમાં શું કહેવું ?

યુગો થયાં સ્વીકારવામાં આવ્યું છે કે મીઠું એક ખાતર છે.

*ઇ. સ. ૧૯૨૧—૨૨માં થએલી પ્રાન્તવાર માથાદીઠ વાર્ષિક ખપત

| | |
|---|---|
| પંજાબ...... | ...૧૦. ૨૬ |
| સિંધ...... | ...૧૦. ૪૧ |
| રાજપુતાના તથા મધ્ય હિંદ... | ...૧૦. ૫૯ |
| બિહાર અને ઓઢિયા... | ...૧૦. ૯૭ |
| સંયુક્ત પ્રાંત...... | ...૧૦. ૯૮ |
| મધ્ય પ્રાંત અને વરાડ... | ...૧૧. ૫૬ |
| મુંબઇ (સિંધ સિવાય)... | ...૧૩. ૯૪ |
| બંગાળ...... | ...૧૫. ૨૪ |
| બ્રહ્મદેશ...... | ...૧૮. ૫૪ |
| મદ્રાસ ( મ્હેસુર અને કૂર્ગ સાથે)... | ...૧૮. ૮૮ |

મીઠામાં જંતુનાશક ગુણો છે. તેથી ખેડુતને, ફુલ માળીને કે ફળઝાડ રોપનારને, સૌને એ અમૂલ્ય થઇ પડયું છે. કૉફીના બગીચા-વાળાને એના ખાસ રોગનાં જંતુના નાશ કરનાર તરીકે મીઠું એક મહાવરદાનરૂપ છે. કૉફીમાં રોગ ઉત્પન્ન કરતાં જંતુઓને તો શું, પણ તે જંતુના બીજને તથા તેથી થતી બીજી (fungus) ઉધાઇ ને પણ મીઠું નાશ કરે છે.

આ જંતુનાશક ગુણોથી પણ વધુ અગત્યના એના પોષક ગુણો છે. છોડના જીવનને એ પોષણ આપે છે–પોષણ આપવામાં મદદ કરે છે. આથી એ અગત્યનું ફળદ્રુપતાપ્રેરક પણ છે. છોડની નસોને વધારે પોષણ ખેંચવા એ વેગ આપે છે. ઍમોનીઆના ખાતરમાં મીઠું મેળવવાથી ૯૦, ૧૦૦ અને વળી ૧૨૦ ટકા જેટલું ઉત્પન્ન વધે છે.

ઇંગ્લંડની ખેતીવાડીના બોર્ડના મંત્રી આર્થર યંગનું નામ ઇંગ્લંડ-ના, અરે, આખા યુરોપના ખેતીવાડીના પુનર્જીવનના ઇતિહાસમાં સૌથી આગળ પડતું છે. તે પોતેજ ઉત્સાહી સદ્દગૃહસ્થ ખેડુત હતા. ઈંગ્લંડના મીઠાવેરાની તપાસ માટે નીમાએલી ઈ. સ. ૧૮૧૮ની કમીટી રૂબરૂ પોતાના અખતરાઓનો ખ્યાલ આપી ખેતીવાડીને મીઠાની ઉપયોગિતા કેવી છે તે એમણે પુરવાર કર્યું હતું.

ઇ. સ. ૧૮૭૫માં કોઇમ્બતૂરની ખેતીવાડી સંબંધી તપાસ કરવા માટે રૉબર્ટસન નામે અમલદાર નીમાયો હતો, તેણે લખ્યું છેઃ–

“ મીઠું લાંબા વખતથી વનસ્પતિને પોષણ આપવા માટે વપરાય છે. દરીઆથી દૂરના ભાગોને એ સૌથી વિશેષ અગત્યનું છે. કારણ કે દરીઆઇ લહેરો જ્યા પહોંચી શકે ત્યાંની જમીનને એ પવનની લહેરોમાંથી ખેતીકામમાં જોઇતું મીઠું મળી રહે છે. પ્રયોગથી પુરવાર થયું છે કે દરીઆકાંઠાની જમીનને આ રીતે દર વરસે દર એકરે ૩૦૦ પાઉન્ડ મીઠું મળે છે. ચુનાના

ખાતર કે બીજાં ખાતરની સાથે ગૌણ ખાતર તરીકે મીઠું વપરાય છે. ઈંગ્લંડમાં Mangold Wurtzet માટેની જમીનમાં બીજા ખાતર સાથે દર એકરે ૬૦૦ પાઉન્ડ મીઠું ભેળવી નાખવામાં આવે છે; બીડની જમીનમાં પણ ૧૦૦ પાઉન્ડ સોડાના નાઇટ્રેટ સાથે ૨૦૦ પાઉન્ડ મીઠું ભેળવી ભોંય ઉપર પથરાય છે. કેટલીક વાર ચરાની જમીનમાં લીલોતરીને સુધારવા તથા ઘાસને નુકશાન કરતાં જંતુનો નાશ કરવા મીઠું જાડું જાડું પાથરવામાં આવે છે. ......આ દેશમાં કહોવાણ જલદી થાય છે. ત્યાં સેંદ્રિય ખાતરમાંના તત્વ જલદીથી છૂટાં પડી જતાં અટકાવવા મીઠું ઉપયોગનું છે. ''

પાકને ખીલવતાં હરકતરૂપ થઇ પડતા નકામા વેલા વચમાં ઉગી નીકળે છે તે મીઠાની રાખ પાથરવાથી નાશ પામે છે, એ મતલબની જુબાની ઈંગ્લંડની ૧૮૧૮ની કમીટી સમક્ષ સર થૉમસ બર્નાર્ડે આપી હતી.

ખેતીવાડીની પાક ઉગાડવાની શાખામાં મીઠું ઉપયોગી છે; તેવુંજ ઢોરઉછેર અને ગોરસની શાખામાં ઉપયોગી છે. મીઠાની ભૂખ કેટલીક વાર ઢોરમાં એવી સખત ઉઘડે છે કે ઘણીવાર રસ્તે માણસ અથવા ઢોરની વિષ્ટા પડી હોય તે ખાવા પણ લલચાય છે. આ બનાવ જોઇ રૅટને તપાસ કરેલી ત્યારે એને જણાએલું કે એ ઢોરને જે ઘાસ–ખોરાક મળતાં તેમાં કુદરતી રીતે કે બીજી રીતે મીઠું આવતું જ નહિ. આ વિષ્ટા ખાવાની ટેવથી પરિણામ બહુ ભયંકર આવે છે. તેમાંથી 'હાઇટીડ્ઝ' નો રોગ થાય છે, ને ઢોરનાં ઘણનાં ઘણને છૂટથી મીઠું ખવરાવી જીવાડવામાં આવ્યાં હતાં. તેનું કારણ કાંઇ મીઠું એનો ઉપાય છે એમ નથી. પણ મીઠું સાફ કરનાર તરીકે–રોગ અટકાવનાર તરીકે ઉપયોગી છે, એ તેથી જણાય છે. આવી વૃત્તિવાળાં પ્રાણી મીઠું ખાવાનો ભારે શોખ બતાવે છે.

મીઠું છૂટથી વાપરવાથી ઢોર રોગમાંથી બચે એટલુંજ નહિ પણ તેનો બાંધો સુધરે તથા ઉપયોગિતા વધે. મીઠું ખવડાવવાથી ઢોરમાં ચરબી તથા દૂધ વધે છે. એ મતલબની જુબાની સીંકલરે ઇ. સ. ૧૮૧૮ની કમીટી આગળ આપી હતી. મીઠું ઘેટાંને ખોરાકમાં મેળવી આપવાથી એની ઉનનો જથો વધે છે તેમ જાત સુધરે છે. ઉબરૅકર નામના જર્મન ભરવાડે અમુક ઘેટાં જુદાં રાખી તેમના ખોરાકમાંનું મીઠું બંધ કરતા શી અસર ઉપજે છે તે જોવા અખતરો કર્યો હતો. પરિણામે 'માલાના મૂળગા ગયા' જેવું થયું. એનું ઉન તો શું, પણ એ સૌ ઘેટાંય એણે ખોયાં હતાં. ઇંગ્લંડની ઇ. સ. ૧૮૧૮ની કમીટીના એક સભ્ય મી. કર્વેન હતા. તેમણે જુદાં જુદાં ઢોરને વિષે જુદી જુદી રીતે મીઠું આપવાના ઘણા અખતરા કર્યા હતા. ૧૪ પાઉંડ બાફેલા ભુસામાં ૪ ઔંસ મીઠું ભેળવી આપવાથી લીલોતરી ખોરાકમાં બચત થતી. મીઠું છૂટથી ખવરાવવામાં આવે તો સહેજે એક ઘેટે ૬ પેન્સ, એક ઢોરે ૭ શીલીંગ અને એક ઘોડે ૧૦ શિલિંગનો ફાયદો થાય. તે વખતનાં ઇંગ્લંડનાં ઢોરની સંખ્યાના હિસાબે ૩૦૮૨૩૫૦ પાઉંડનો ફાયદો થાય એવી મી. કર્વેનની ગણતરી હતી! લોર્ડ સોમરવીલે જુબાનીમાં કહ્યું હતું કે કેટલાક વરસના અનુભવથી હું માનું છું કે નિર્વિવાદપણે મીઠું ઘેટાંને લાભકર છે, તેમજ ઘાસ બગડતું અટકાવવા અને બગડેલું શુદ્ધ કરવામાં ઉપયોગી છે. ઇંગ્લંડનાં નોર્થ રાઇડીંગ અને ડર્બીશાયરનાં પરગણાંમાં નુકશાની ઘાસ ઉપર મીઠું પાથરવાનો રિવાજ હતો એવું સીંકલરે કહ્યું હતું.

ઈ. સ. ૧૮૧૮ ની કમીટીની ભલામણ ઉપરથી બ્રીટીશ સરકારે ઇ. સ. ૧૮૨૫ માં મીઠાવેરો તદ્દન નાબુદ કર્યો. પરંતુ, વિશેષ નહિ, તો અંગ્રેજ ખેડુત જેટલી જ હિંદી રૈયતને પોતાની ખેતી સુધારવા સોંઘા મીઠાની જરૂર હશે, એવો ખ્યાલ સરખો આપણા 'ટ્રસ્ટી'ઓને કદી આવ્યો નથી!!

ઈ. સ. ૧૮૩૬ જેટલાં વહેલાં જૉન ક્રૉફર્ડે બ્રીટીશ હિંદના મીઠાના વહીવટ માટેની નીમાએલી સમિતિને એક એકરાર લખી મોકલ્યો હતો. તેમાં ઢોરના ખોરાકમાં મીઠાના ઉપયોગની લંબાણુ ચર્ચા કરી છે તે નીચેની મતલબની છે. બંગાળમાં મીઠાની ખપત નહિ વધવાનાં કારણોમાં જકાતબોર્ડે એક કારણ એવું આપ્યું છે, જે ખોરાક સિવાય બીજા ઉપયોગમાં અહીં મીઠું લેવાશે જ નહિ. પરંતુ અત્યારની વસ્તુસ્થિતિમાં પણ એ ખરું નથી. નાઈટ્રેટ ઑફ સોડા ઉપર ભારે કર હોવાને લીધે તે વપરાતું નથી. પણ તેને બદલે બીજા અસ્વચ્છ કરમુક્ત મીઠાવાળા પદાર્થ ઘોડા, શીંગડાંવાળાં પ્રાણી તેમ જ ઘેટાંને ખવરાવવામાં આવે છે. અને બને તો સ્વચ્છ નિર્મળ મીઠું પણ અપાય જ. વળી બોર્ડ કહે છે કે ભેગો કરવાની જ માત્ર તસ્દી લાગે એવો ખોરાક પણ બંગાળના કંગાળ બળદને ભાગ્યે જ મળે છે; તો પછી જેના પૈસા બેસે તેવો ખોરાક તો ક્યાંથી મળે? હિંદમાં મીઠાની ખપત ઉપર જે વિચાર દર્શાવવામાં આવેલા છે તે હિંદને નહિ, પણ હિંદથી પાંચ સૈકાં આગળ વધેલા દેશ—ઈંગ્લંડ—ને લાગુ પડે છે. આવું જકાત બોર્ડ કહે છે. પરંતુ જેમ બળદ વધારે નબળો તેમ એને વધારે મીઠાની જરૂર. બંગાળનાં ઢોર, ઘેટાં અને ઘોડા હિંદમાં સૌથી નાના કદના અને નબળા હોવાનું કારણ મીઠાની તાણ છે. જકાત બોર્ડ કહે છે કે ઈંગ્લંડની માફક બંગાળમાં કોઇ ઢોરને મીઠું આપશે જ નહિ. પણ એ જકાત બોર્ડ જે કરપદ્ધતિની હિમાયત કરે છે તેને લીધે જ એ આપવું અશક્ય થયું છે. કારણ કે લીવરપુલ કરતાં કલકત્તામાં મીઠાનો ભાવ વીસ ગણો છે; અને ઇંગ્લંડનાં ઢોર કરતાં હિંદનાં ઢોરની કિંમત વીસગણી ઓછી છે. ત્યાં ભારે ભાવનું મીઠું શી રીતે પાલવે? ભારે મીઠાવેરો સર્વ સુધારાને અટકાયતરૂપ છે; અને આમને આમ ચાલે તો બોર્ડે કહેલા પાંચ સૈકાં પછી બંગાળના લોક ઢોરને મીઠું ખવડાવવા શક્તિમંત થશે નહિ!

આ વાતને પુરાં ૪૦ વરસ પણુ વીત્યાં ન હતાં. ઇ. સ. ૧૮૭૩ ની કમીટી આગળ લૉર્ડ લૉરેન્સે કહ્યું હતું કે હિંદી ઢોરમાં ચાલતી મરકીનું કારણુ એમના ખોરાકમાં મીઠાનો અભાવ છે. બે વરસ પછી ફૅાબર્ટસને કોઇમ્તૂર જિલ્લાની ખેતી ઉપર નિવેદન લખ્યું; તેમાં પણુ મીઠાના ભારે ભાવથી ખેતી તથા ઢોર ઉપર માઠી અસર નીપજે છે, એમ કહ્યું હતું. સરકારી મીઠાની મહેસુલની તરફેણુ કરનાર રૅટને ખેતીના ઉપયોગના મીઠાને રાહત આપવામાં નિષ્ફળ નીવડેલી સરકારની નિંદા કરી છે.

પરંતુ ઇ. સ. ૧૯૧૪ સુધી આ સર્વેમાંથી કોઇનું સાંભળવા પૂરતી સરકારની કૃપા થઈ ન હતી. અને અત્યારે પણ ખેતીવાડી માટે મીઠું અગત્યનું છે એવું એકલા મુંબઇ ઇલાકા માટે જ સ્વીકારવામાં આવ્યું. થાણા, કોલાબા, રત્નાગિરિ અને કાનડાના જિલ્લાઓમાં હાડકાની ભૂકી અને ક્રૂડ ઑઇલ ભેળવેલું મીઠું બીનજકાતે આપવાના હુકમ નીકળ્યા. ૧૯૨૧ ની સાલની આખરે આ છૂટ આખા ઇલાકાને લાગુ પાડી. પરંતુ આ રાહતનો લાભ લેવાતો નથી તે પાછળ આંકડા આપી બતાવ્યું છે.* મીઠાખાતાના ઈ. સ. ૧૯૨૩–૨૪ ના નિવેદનમાં કબૂલ કર્યું છે કે ગોવા (પોર્ટુગીઝ મુલક)માં મીઠાના ખાતરનો ઉપયોગ હંમેશનો થઈ પડયો છે, ત્યારે આ અમૂલ્ય સસ્તું ખાતર થાણા અને કોલાબાના આંબા માટે વધારે વપરાતું નથી એ વિચિત્ર છે !! પરંતુ પછીના બે વરસોનાં નિવેદનોમાં આ સ્થિતિ સુધારવા માટે–આ ખાતર લોકપ્રિય કરવા માટે સરકાર તરફથી ઉપાય લેવાયા હોય તો તેનો ઉલ્લેખ નથી ! આ છૂટનો ઉપયોગ નહિ થવાનું કારણ મીઠામાં થતો કૃત્રિમ ભેગ છે. જકાતના રક્ષણુ માટે આ ભેગ કરવો પડે છે ! એ ભેગવાળું મીઠું ઢોરને ખવડાવી શકાય એવું નહિ હોય એમ શંકા જાય છે. એનો ખાતર તરીકે ઉપયોગ થઇ શકે એ વાત રૈયતના ધ્યાન ઉપર બરાબર લાવવામાં નહિ આવી હોય.

* જુઓ પૃષ્ટ. ૧૦૪–૧૦૫

આ તો ખરી ફરીઆદનો નજીવો ભાગ જ થયો. મુંબઈ ઇલાકો એ કાંઈ આખું હિંદુસ્થાન નથી. આ રાહત તો એક મુંબઈ ઇલાકાને જ છે. કરતપાસ સમિતિએ મુંબઇના મીઠાના નિયમો બીજા પ્રાંતોને લાગુ કરવા ભલામણ કરી છે. એ ઉપરથી એમ જણાય છે કે બીજા પ્રાંતોમાં એ છૂટ નથી. પરંતુ મુંબઈના જેવી છૂટ આપવાનો ખેતીવાડી સંબંધે કશો જ અર્થ નથી, એવું મુંબઇના દૃષ્ટાંતથી જ સ્પષ્ટ થાય છે.

વળી, જેમાં મીઠું મદદકર્તા અને અનિવાર્ય છે તેવી આર્થિક પ્રવૃત્તિઓમાં ખેતી તો એક જ છે. બીજો ધંધો માછીનો છે. ઇંગ્લંડના માછીના ધંધાની પડતી અટકાવવા તો શું, પણ તે ઉપરાંત, બીજા દેશોમાં આથેલી માછલીની નિકાસ થઇ શકે તેવી રીતનો વેપાર વધારવાના પ્રથમ પગલા તરીકે વેરો રદ કરવાની હિમાયત અસંખ્ય સાક્ષીઓએ ૧૮૧૮ ની વિલાયતની કમીટી આગળ કરી હતી. જો માછલીને સૂકવી સાચવવાની સવડ ન હોય તો જનતાને ખોરાકની એક કિંમતી ચીજ ખોવી પડે છે. બીજી બાજુ જો પુરતું મીઠું વાપર્યા વિના અપૂર્ણ રીતે માછલી સૂકવવામાં આવી હોય તો તે તંદુરસ્તીને ભારે જોખમરૂપ છે.

હિંદના ખુલ્લા દેશી મછવાઓમાં ખાસ કરીને ચોમાસામાં છોળો મારતા દરીઆમાં માછલી પકડવાનું બની શકતું નથી. એટલે દરીઆકાંઠાના મુલકોને આથેલી માછલી એક વરદાન જેવી નીવડે જ. આપણા દેશને ફરતો હજારો માઇલ દરીઓ છે. તેથી યોગ્ય વ્યવસ્થાવાળો, માછલીનો ધંધો સોંઘા મીઠાની છતની મદદથી દેશને અગણિત લાભ કરી શકે. પરંતુ કમભાગ્યે સત્તાવાળાઓને ગળે આ હકીકત ઉતરતી નથી.

ઈ. સ. ૧૮૮૦ ના દશકાથી માછલી આથવાનું મીઠું બીન-જકાતે મળી શકે છે. પરંતુ સરકારી મહેસુલને સહીસલામત

રાખવા સખત જાપ્તો રાખવો પડે છે. મદ્રાસ અને મુંબઇના દરીઆ કાંઠે સરકારે વાડા બાંધ્યા છે. ત્યાં તેર આને બંગાળી મણ લેખે ત્રણ મણ માછલી ઉપર એક મણ મીઠું મળે છે. મુંબઇ ઇલાકામાં આવા બીનજકાતી મીઠું આપતા વાડા ફક્ત રત્નાગિરિ અને કાનડાના જ કાંઠે છે–એનું કારણ તો સત્તાવાળાઓ જ જાણે ! એ વાડાની સંખ્યા ૩૩ જ છે, અને મીઠું એટલા જુજ જથામાં અપાય છે જે ધંધો ખીલી શકે નહિ. રૂા.૦–૧૩–૦નો દર ભારે પડતો હશે; તેથી મીઠું ઓછું લેવાતું હશે. બીજાં કારણો હોય તો તે તપાસી દૂર કરવાં જોઇએ; કારણ કે આટલો લાંબો દરીઆકાંઠો હોવા છતાં માછલીના ડબા નૉર્વે અને અમેરીકાથી હિંદ આવે છે !

પરંતુ માછલીના ઉદ્યોગને ઉત્તેજન આપવાનું એક અત્યંત ઉપયોગી કારણ છે. આપણા દેશના ઔદ્યોગિક પુનર્જીવનના અત્યારના સમયમાં એ અગત્યનું છે. માછીના ધીકતા ધંધાની વહાણવટાના વેપાર પર તથા નિયમિતપણે નૌકા–સૈન્યના નિભાવ ઉપર ઉંડી અસર છે. આ હેતુથી બારમી સદીથી માંડીને ઇંગ્લંડના રાજાઓ માછીના ધંધાને ઉત્તેજન મળે એવા કાયદા ઘડતા આવ્યા છે. ઇંગ્લંડના મીઠાવેરા માટે નીમાએલી ઇ. સ. ૧૮૧૮ ની કમીટી રૂબરૂ, માછીના ધંધાવાળાઓએ નીમેલી કમીટીવતી સાક્ષી આપતાં ફ્રીન્લે એ કહ્યું હતું કે, "મીઠાવેરો રદ કરવામાં આવે તો ગ્રેટ બ્રીટન અને આયર્લૅન્ડના દરીઆ કાંઠે વસતા લોકોને બહુ ફાયદો થાય. દરેક ઘરધણી કોઇ પણ ઋતુ દરમીઆન કાંઠે આવેલાં માછલી લઇ ઘરમાં આથી મૂકવા પ્રેરાશે. આથી જુવાન માણસો મોટી સંખ્યામાં વહેલેથી નાવિક જીવનથી ટેવાશે." એક દરીઆઇ વ્યાપારી સત્તા તરીકે ગ્રેટબ્રીટનને માછીનો ધંધો બહુ અગત્યનો છે એ ૧૮૧૮ ની કમીટીએ પણ સ્વીકાર્યું હતું. કારણ

કે આજીવિકાનું સાધન હોવા ઉપરાંત, લઢાઇના વખતમાં નૌકા સૈન્યને સોંઘો ખોરાક એથી પૂરો પડે છે; અને શાંતિના સમયમાં લશ્કર વીખેરાઇ જાય ત્યારે સિપાઇઓને કામ જડે છે.

આવો હેતુ હિંદમાં સફળ થાય તે માટે મીઠાનો ઉદ્યોગ સરકારી અંકુશથી સદંતર મુક્ત હોવો જોઇએ, જેથી કરીને દરીઆકાંઠે વસતો હરકોઇ ઘરધણી પોતાને જોઇતું મીઠું જ્યાં સવડ પડે ત્યાં બનાવી લે અથવા ખરીદી લે, અને એને વાહન ખર્ચ બેસે નહિ તથા રોજ પોતાના મછવામાં પકડેલી માછલી પોતાના ઘર પાછળના વાડામાં સૂકવે અને ચોમાસાના ઉપયોગ માટે સાચવી મૂકે. હિંદનું વહાણવટું ખીલવવા તથા નૌકાબળ હિંદી કરવા જોઈ તો નાવિકજીવનનો શૉખ અને અભ્યાસ પણ આજ રીતે વધે.

આધુનિક ઉદ્યોગોમાં થતો મીઠાનો ઉપયોગ એટલી જ-કદાચ તેથીય વધારે-અગત્યનો છે. ઔદ્યોગિક પ્રવૃત્તિમાં મીઠું તદ્દન અનિવાર્ય છે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. મોંઘા મીઠાની પુષ્કળ છત કોઈ પણ દેશને અર્વાચીન સ્વરૂપ આપવાને આવશ્યક છે. કારણ કે તત્વતઃ અત્યારનું ઔદ્યોગિકશાસ્ત્ર તે રસાયનશાસ્ત્રના જુદા જુદા ઉપયોગ છે. અને સઘળાં રસાયનો મુખ્યત્વે મીઠાનાં હોય છે.

"સોડીઅમ સલ્ફેટ, હાઇડ્રોક્લોરીક એસીડ, સોડીઅમ કારબોનેટ, કૉસ્ટીક સોડા, ક્લોરીન, હાઇડ્રોજન ઈત્યાદિના જબરા ઉદ્યોગોનું મૂળ જનક તત્વ મીઠું છે."* સુધરેલા જીવનની સઘળી સગવડો

---

* Martin Smith and Milson; The Salt and Alkali Industry (Manual Chemical Technology Series No. VI) London 1916. Preface.

એમનાથી પૂરી પડે છે. એનાથી સાબુ, કાચ, ગ્લીસરીન, ડાયનેમાઇટ અને નાઇટ્રોગ્લીસરીનવાળા જ્વાલાગ્રાહી પદાર્થો, બ્લીચીંગ પાઉડર, ક્લોરેટ વગેરેના ઉદ્યોગો ચાલે છે. વળી એનાથી એકમાંથી બીજી, બીજીમાંથી ત્રીજી એમ અસંખ્ય ઔદ્યોગિક શાખાઓ ચાલે છે, જે સામાન્ય વાંચનારને સમજતાં મુશ્કેલ પડે. દાખલા તરીકે, ઘરના બાંધકામને અને મીઠાને શો સંબંધ છે તે સામાન્ય માણસ ન સમજે. છતાં બારીઓના કાચ મોટા જથામાં મળવાનો આધાર મીઠાની છત ઉપર છે. મીઠાની તાણ પડે તો કોલસાની તાણ પડે, કારણકે ગ્લીસરીન ઉત્પન્ન ન થાય એટલે જ્વાલાગ્રાહી વસ્તુઓ બનતી અટકે. વળી કાપડના ઉદ્યોગને તથા કાગળના ઉદ્યોગને પણ બ્લીચીંગ અને સાઇઝીંગનાં રસાયનો તથા સસ્તો સાબુ જોઇતા મોટા પ્રમાણમાં ન મળે. ઉપરાંત આ ઉદ્યોગોની બીજા અનેક ઉદ્યોગો ઉપર અસર થાય, જે સઘળું આગળથી કહેવું મુશ્કેલ છે.

આ ઉપરાંત ખારા પાણીમાં ઓગળે એવો સાબુ. માટીનાં વાસણ ઉપર કરવાની ગ્લેઝ, ગાલ્વેનીક બેટરી, રૂપાનો ઢોળ, બરફનો ઉદ્યોગ, ચામડાં પકવવાં, બ્લીચીંગનાં તેલ, તમાકુનું રક્ષણ, લુહારકામ, સાગ તથા પોલાદનું સંરક્ષણ, અથાણું અને ખોરાકની ચીજોનું રક્ષણ—આ સઘળું સસ્તા મીઠા ઉપર અને તેની સાદી બનાવટ પર આધાર રાખે છે.

આધુનિક ઉદ્યોગોનો આધાર મીઠા ઉપર છે એ ગ્રેટબ્રીટને એક સૈકાથી પણ પહેલાં સ્વીકાર્યું. પરંતુ આપણા રાજકર્તા ભૂલી ગયા કે હિંદી ઉદ્યોગોને પણ મીઠું તેવું જ અગત્યનું હોઇ શકે. ગ્રેટબ્રીટને એક પછી એક ઉદ્યોગને કકડે બચકે રાહત આપવામાં ડહાપણ માન્યું નહિ. રાહતની પૂરતી અસર ઉપજાવવાને તે દેશે મીઠાવેરો નામ રદ કર્યો. અને આજ વખતે, સરકારી ઇજારાના

અને હરાજીનાં વેચાણના કોટ ઓળંગી એના હાથમાં આવતા એકે એક ચીપટી મીઠા માટે, બંગાળની પ્રજા દુઃખમાં સબડતી હતી ! ઈ. સ. ૧૯૦૩ પહેલાં સરકારને સૂઝયું નહિ કે હિંદમાં પણ સસ્તા મીઠાની તેવીજ જરૂર ઉભી થાય. બ્રીટનમાં મીઠાવેરો રદ થયાને એંશી વરસ થવા આવ્યાં ત્યારે ૨૦, એપ્રીલ, ૧૯૦૩ના સરકારી ઠરાવથી ઔદ્યોગિક કામમાં વપરાતું મીઠું કરમુક્ત થયું, પરંતુ તે વાસ્તે એવા તો નિયમો ઘડાયા કે આ રાહતનો નજીવો લાભ લેવામાં આવ્યો.[1] ખરા દિલથી કરવો હોય તો રામબાણ ઉપાય એક જ છે–મીઠાવેરો સદંતર રદ કરવો.

આ રાહતની નિષ્ફળતા ઉપર કયારનીય ટીકા થઇ ગઇ છે. ઉત્તર હિંદમાં પંદર જ ઉદ્યોગશાળાઓએ આ રાહતનો લાભ લીધો; આ રાહત કેવી રીતે કામ આપે છે તેની તપાસ કરવાની જરૂર છે એમ એ દાખલાથી જણાય છે જે સરકાર એવો દાવો કરતી હોય કે, ખેતી તેમજ હુન્નર–ઉદ્યોગ પર નિર્વાહ કરતી ગામડાંની પ્રજાનું હિત અમારે હૈડે ખાસ કરીને છે, તેણે આ વાત પર ગંભીર પણે ધ્યાન આપવું ઘટે છે. જેવો છે તેવો, અત્યારનો હિંદનો હુન્નરઉદ્યોગ, મુખ્યત્વે, હાથકામ કરતા કારીગરોનાં ઝુંપડાંમાં વસે છે. એટલે ઉદ્યોગોને ખરેખર ફાયદો કરવો હોય તો એ રાહત એ કારીગરો સહેલાઇથી મેળવી શકે એવી હોવી જોઇએ. અત્યારની વસ્તુસ્થિતિમાં તો એ મેળવી શકે તે વાત કલ્પનામાં પણ ઉતરતી નથી. ગામડાના ચમારને હજી પણ સ્થાનિક વાણીઆને ત્યાંથી જકાતી મીઠું લેવું પડે છે. હાથવણાટવાળાનું–મીઠાની મદદ ઇચ્છતા હરકોઇ ઉદ્યોગનું–પણ તેમ જ છે. ઉપાય એક જ છે–મીઠાની છત સરકારના અંકુશથી તદ્દન મુક્ત હોવી જોઇએ, જેથી જેને જ્યાં સોંઘું અને સગવડવાળું જણાય ત્યાં તે મીઠું લે. મીઠું મોંઘું

૧ જુઓ પૃષ્ઠ ૧૦૩.

પડવાનું કારણ વેરો એક જ નથી; પરંતુ કરથી થતી મોંઘવારીમાં, સરકારી મહેસુલના રક્ષણ માટે લેવામાં આવેલા ઉપાયો પણ મોટે ભાગે વધારો કરે છે. જો વેરો જ ન હોય તો સર્વે આનુષંગિક ઉપાધિઓ ટળી જાય. ॥ **मूलं नास्ति कुतः शाखा** ॥

હરેક પ્રકારના લોકને બહુ મોટા અગત્યના લાભ થશે એમ સમજી ગ્રેટબ્રીટને ઈ. સ. ૧૮૧૮ની કમીટીની ભલામણ ઉપરથી નીમકવેરો નાબુદ કર્યો. આ તો સો વરસ પહેલાંની વાત થઇ. કરમુક્ત સોંઘા મીઠાની કીંમત સમજવા કોઈ નાસ્તિકને નજીકના કાળનો દાખલો જોઇએ તો જાપાન મોજુદ છે. ઘણી બાબતોમાં આજ પહેલાં આપણે જાપાનને પગલે ચાલતું જોઇતું હતું. મીઠું તેમાંની એક માત્ર છે. જાપાનમાં ઇ. સ. ૧૯૦૫માં આર્થિક કારણોસર ઇજારો દાખલ કરવામાં આવ્યો. ઈ. સ. ૧૯૧૭–૧૮માં એક કરોડ યેનનું ઉત્પન્ન આવ્યું હતું. છતાં બીજે વરસે સામાજીક રાજનીતિ ધ્યાનમાં લઇ નફો મેળવવાનો ખ્યાલ ઈ. સ. ૧૯૧૯માં છોડી દેવામાં આવ્યો. મીઠું સામાન્ય રીતે પણ પડતર કિંમતથી બીલકુલ વધારે દરે ત્યાં વેચાતું નથી. તે છતાં—ખેતી, ખાણ અને એક જાતનો માછલીનો ધંધો–એટલા ધંધાઓ માટે તો જાપાનમાં ખાસ ઓછા કરેલા દરથી મીઠું વેચાય છે.

ઇટલીમાં ઇ. સ. ૧૮૬૫ના કાયદા અનુસાર નફાકારક ઇજારાથી મીઠાનો ઉદ્યોગ અને વેચાણ ચાલે છે, ત્યાં પણ અમુક પ્રવૃત્તિઓને રાહત આપવામાં આવે છે. તેમા ખેતીવાડીના ખાતરમાં, ઢોરના ઉપયોગમાં, બરફ, આઇસક્રીમ બનાવવામાં એક જાતનો દારુ બનાવવામાં તથા બીજા કાપડના ઉદ્યોગોમાં જોઇતા મીઠાનો સમાવેશ થાય છે. આ ઉદ્યોગોની યાદીમાં ઉમેરો કરવાની કાઉન્સીલ ઑફ સ્ટેટને સત્તા છે. પરંતુ આપણા દેશમાં એવી કાંઇ સવડ ખરેખર છે ?

નીમક વેરો તદ્દન નાબુદ કરવાની યોગ્યાયોગ્યતાનો વિચાર જ ભૂતકાળમાં કોઈને નહિ આવ્યો હોય એમ નથી. ઇસ્ટ ઇંડિઆ કંપનીના રાજવહીવટની તપાસ કરવા માટે નીમાએલી ઇ. સ. ૧૮૫૩ની કમીટીએ એ સવાલ પર સારું ધ્યાન આપ્યું હતું. છતાં લાગતાવળગતા વર્ગોમાં કેવા વિચાર અને લાગણીઓ અંદરખાનેથી વર્તી રહ્યા હતા તે જોવા જેવું છે. હીંદ સરકારના સ્વદેશખાતાના મંત્રી હૉલીડેને આયાત ઉપર જકાત વધારી નીમકવેરો નાબુદ કરવાની સૂચના વિષે સવાલ પૂછવામાં આવ્યો હતો. જવાબમાં એણે કહ્યું હતું કે, "ઇંગ્લંડથી થતી આયાત બહુ મોટી છે. **જો અંગ્રેજો આયાત ઉપર કર વધારવા દેવાનું યોગ્ય ધારતા હોય તો હું** કહેવાની હિંમત ધરું છું કે હિંદને માટે એ બહુ સારી વાત છે, તેમ જ સહેલાઇથી બને એવી છે." બીજા એક સવાલના ઉત્તરમાં પણ એણે અંગ્રેજના અને હિંદના દૃષ્ટિબિંદુનો-એના હિતનો ભેદ બતાવ્યો હતો.

પ્લોડને ઈ. સ. ૧૮૫૬માં લખ્યું હતું કે, જીવનની હસ્તીને આવશ્યક વસ્તુ પર કર નાખવો, એ ગમે તેટલી મોટી આર્થિક આવશ્યકતાના કારણે પણ વ્યાજબી ગણાય એમ નથી. ઇ. સ. ૧૮૭૨ માં ઇંડિઆ કાઉન્સીલના સભ્ય મી. મૅસીએ '૭૨ની કમીટીને આ પ્રમાણે કહ્યું હતું:-"હું ધારું છું કે એ સૌથી વિશેષ દબાણકારક કર છે. તે લોકના એવા વર્ગ ઉપર પડે છે કે જેમની પાસે પોતાનું રક્ષણ કરવાને સાધન નથી, અને જે બીજા કોઈ વર્ગ જેટલો જ, બલ્કે વધારે પ્રમાણમાં, હિંદના મહેસુલમાં પોતાનો ફાળો ભરે છે."

હાલ રૂ. સવાના દરે આ કર માથાદીઠ ત્રણ આના પડે છે. તે કાંઇ ભારે નથી, એવું સર ચાર્લ્સ ઇન્સે ૨૦, માર્ચ, ૧૯૨૩ના બજેટના ભાષણમાં કહ્યું હતું; અને કર વિરુદ્ધની ફરીઆદોને હસી કાઢી હતી, પરતુ ખરી સ્થિતિ જુદી જ ચાલતી આવી છે. વડી ધારાસભામાં રાયસાહેબ લક્ષ્મીનારાયણલાલે કહ્યું હતું કે:—

"જ્યારે આ એક જ કર ગરીબ વર્ગ ભરતા હોય ત્યારે એમ કહેવાય. પણ દરેક કર સીધી કે આડકતરી રીતે ગરીબ વર્ગ ઉપર અસર કરે છે. એમને સ્થાનિક જિલ્લા મંડળોને અને પ્રાંતિક સરકારને સીધા કર ભરવા પડે છે. ગરીબાઇ હોય ત્યાં કોઇ પણ કર નાખવાનાં દ્વાર બંધ છે. જમે ઉધારનાં પાસાં લાવી મેળવવામાં ગરીબને મહા મુશ્કેલી પડે છે. સરકારે કોઇ જાતનો કર ગરીબપર નાખવાનો વિચાર સરખો કદી કરવો ન જોઇએ "

આવી સૂચનાઓ થયાં કરતાં એંસી વરસનાં વહાણાં વાયાં. સવાર થતાં શું ખાવું તે ગરીબ વિચારે. સરકારને ક્યાં કાંઈ સાંભળવું છે ?

મીઠાવેરાથી આડકતરી રીતે પણ મીઠાના ઉદ્યોગની વૃદ્ધિમાં હાનિકારક પીછે હઠ થઇ છે. વહીવટની સવડ અને મહેસુલના રક્ષણ માટે ઘડેલાં સંખ્યાબંધ પ્રતિબંધોને લીધે દેશના મોટા ભાગમાંથી મીઠાનો ઉદ્યોગજ સદંતર નાશ પામ્યો છે. વિલાયતથી કલકતે પહેલું મીઠાનું વહાણ આવ્યું ત્યારથીજ, પોતાનો મત હિંમતથી પ્રદર્શિત કરવાવાળા કેટલાક સરકારી માણસોએ પણ આજ કથની કહ્યાં કરી છે. એન્ડ્રુ રેમ્સેએ ૧૮૩૦ની કમીટીને કહ્યું હતું કે, " દેશી ઉદ્યોગ પર અંકુશ ન હોય તો યુરોપથી આયાત થતું મીઠું દેશી મીઠાની હરિફાઇમાં ટકી શકે જ નહિ. જો હિંદમાં મીઠાના ઉદ્યોગ ઉપર અંકુશ ન હોય તો બહારથી મીઠું જ ન લાવવું પડે. દેશીઓ જિલ્લે જિલ્લે જોઇતું મીઠું બનાવી લે. "

ઈ. સ. ૧૮૫૩માં મીઠાની આયાતે પગ ઘાલી સ્થિર કર્યો હતો, તે વખતે પણ સ્વદેશખાતાના મંત્રીએ નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો હતો. ' જો દેશી ઉદ્યોગને સ્વતંત્ર કરી સહેજ એકસાઈઝ જકાત લેવામાં આવે તો પણ પરદેશી હરિફાઈ વિરુદ્ધ એ ઉદ્યોગ ખીલે; અને દેશી તેમજ પરદેશી મીઠા ઉપર બીલકુલ જકાત ન

લેવામાં આવે તો પણ બંગાળનું મીઠું સસ્તુ પડે અને એક એઈન મીઠું બહારથી આવવા પામે નહિ. '

આવી આશાજનક સ્થિતિ એંસી વરસ ઉપર હતી; અને તે વખતે બંગાળમાં મીઠાની પડતર કિંમત પ્રમાણમાં મોટી હતી. પરંતુ મીઠાની મહેસુલના રક્ષણુ માટે ઘડાએલા નિયમોને પ્રતાપે આજ શી સ્થિતિ છે ? હિંદમાં ખપતા મીઠાનો લગભગ ત્રીજો ભાગ બહારથી આયાત થાય છે. આ રીતે આવતું મીંઠું પૂર્વના પ્રાંતોમાં બંગાળ, બિહાર, આસામ અને બ્રહ્મદેશમાં ખપે છે. મીઠાના ઉદ્યોગ ઉપર એકસાઈઝ જકાત લેવાય છે તેથી જ આ પ્રાંતોને આયાત થતા મીઠા ઉપર આધાર રાખવો પડે છે. મહેસુલના રક્ષણુ માટે ઘડેલા નિયમો જ સ્વાભાવિક રીતે ધંધાની સ્વતંત્રતા, સગવડ અને કરકસરમાં હરકત રૂપ છે. ૮૦ વરસ સુધી મીઠા ખાતાનો અંકુશ ધીરે ધીરે વધતો સખત થતો આવ્યો છે. આટલાં વરસના વહીવટના અનુભવ પછી આજે એ નિયમો જેવાને તેવા જ છે. કર તપાસ સમિતિએ એકી મતે લખ્યું છે કે, “ હિંદી અગરવાળાને આ પ્રાંતોના બજારમાં ભારે પરદેશી હરિફાઇ સામે ટકવામાં મુશ્કેલીઓ છે. ૧૦૦૦ ટનથી ઓછા વજનના વહાણુમાં મીંઠું મોકલી શકાતું નથી. ખત લખી આપવાના નિયમો પણ વિઘ્નરૂપ છે. મુસાફરી દરમીઆન થએલી વધારાની નુકશાની પર કર ભરવો પડે છે. સ્ટીમરોના, અને તેથી વિશેષે રેલ્વેના નુરના દર ભારે હોય છે. મીંઠુ વેચાતા સુધી, વગર જકાત ભર્યે સંગ્રહ કરવાના સરકારે ખોલેલા ભંડારમાં એકલું દરીઆમાર્ગે આવેલું મીઠું રખાય છે; રેલમાર્ગે આવેલા મીઠાને આવી કશી સવડ નથી. ઇત્યાદિ.”

એ સમિતિના નિવેદન બાદ થોડીક અગવડો દૂર થઈ છે. છતાં મહેસુલ રક્ષણુના નિયમોને લીધે હિંદમાં જોઇતા મીઠાના ૩૦ ટકા

બહારથી આયાત થાય છે તે હકીકત જેમની તેમ જ છે. સમિતિએ નોંધ્યું છે તે પ્રમાણે, "આટલા મોટા પ્રમાણમાં આયાત થતા મીઠા પર આધાર રાખવો પડે, તેના પરિણામે, યુરોપીય મહાયુદ્ધ દરમીઆન થયું હતું તેમ, યુદ્ધકાળમાં તાણ પડવાનો ડર રહે છે. બીજું પરિણામ એ છે કે હિંદી ઉદ્યોગને ઉત્તેજન નથી મળતું–દેશી ઉદ્યોગ ઉત્સાહભંગ થાય છે."

મહેસુલનું રક્ષણ કરતા નિયમોનું પરિણામ આ પ્રમાણે આવતું હોય તો પછી રોગનું મૂળ એ મહેસુલ–એ મીઠા વેરો જ જાય તે શું ખોટું? એ મહેસુલ હિંદ સરકારની ઉપજના પાંચ ટકા છે. એ રદ કરતાં ખમચાવાનું શું? થોડા જ વખત ઉપર વડી સરકારે પ્રાંતિક સરકારો પાસેથી લેવાતો ફાળો બંધ કર્યો છે. તો આ મહેસુલ પણ સહેલાઈથી જતી કરી શકાય. વળી ઈંચેકેપ કમીટીએ પણ લશ્કરી ખર્ચ કમી કરવાની ભલામણ કરતાં આંચકો ખાધો ન હતો. તો તે કમી કરી એટલી ખોટ શું ન મેળવી લેવાય?

કોઈ પણ જાતની શંકાની છાયા સિવાય, નીમકવેરો નાબુદ કરવામાં ડહાપણ છે; એ કરવું તાત્કાલિક જરૂરનું છે.



મને અનેક પરિચિત અને અપરિચિત મિત્રોએ મીઠા વિષે અતિશય કીમતી માહિતી મોકલી છે. આમાં કેટલાંક પુસ્તકો પણ છે. અને તેમાં ઍસોશિયેટેડ ચેમ્બર્સ ઑફ કૉમર્સે બહાર પાડેલું મીઠા વિષેનું એક પુસ્તક ઉપયોગી છે. બંગાળામાં મીઠું બનાવવાના ઉદ્યોગનો નાશ કરાવી, નામની મજૂરીથી સારું મીઠું પકવી શકાય એવી એ ભૂમિમાં લિવરપૂલનું મીઠું વહાણો ભરીને ઠાલવવાની દુષ્ટ યુક્તિપ્રયુક્તિઓનું એમાં પ્રમાણભૂત વર્ણન અને ઇતિહાસ છે.

ગાંધીજી